# શરદબાબુનાં તથા બીજાં નવાં પુસ્તકો



| | | |
|---|---|---|
| જ્ઞાનદા | શરદબાબુ | ૨- ૮ |
| અલકા | ,, | ૨- ૦ |
| રેણુની મા | ,, | ૩- ૮ |
| પથેરદાબી ભા. ૧-૨ | ,, | ૪- ૮ |
| ચરિત્રહીન | ,, | ૩- ૮ |
| શુભદા | ,, | ૨- |
| અનુરાધા | ,, | ૨- ૦ |
| શેષ પ્રશ્ન | ,, | ૩- ૦ |
| દત્તા | ,, | ૨- ૦ |
| બડી દીદી | ,, | ૧-૧૨ |
| ભાઈ બહેન | ટાગોર | ૨- ૮ |
| ગરીબની ગૃહલક્ષ્મી ભા. ૧-૨ | | ૩- ૮ |
| રોહીણી | | ૨- ૦ |
| દેશની માયા | | ૨- ૮ |
| સુનીતા શ્રોફ એમ.એ. | | ૦-૧૨ |
| લીલાદેવી | | ૨- ૮ |
| વેપારી નામું | | ૪- ૦ |
| વેપારી હિસાબ | | ૨- ૦ |
| હું રાજા હોઉં તો? | | ૨- ૦ |
| અક્કલના ઇજારદાર | | ૧- ૮ |
| મારાં માસીબા | | ૨- ૮ |
| રાસ રજની | | ૧-૧૨ |
| રાસ નંદીની | | ૦- ૮ |

શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત

# જ્ઞાનદા

(નવવિધાન, હેમાબહેન સાથે)



: અનુવાદક :

કિસનસિંહ ચાવડા

હરિહર પુસ્તકાલય
બુકસેલર્સ અને પબ્લીશર્સ
ટાવર રોડ, સુરત



ગૂજરાતની પાંગરતી ચિત્રકલાને આર્યકલાના
અમૃતપાઇ ફાલીફુલી પરિપક્વ બનાવી
એવા આર્યકલાના ઉપાસક
**શ્રી જગન્નાથ મુરલીધર અહીવાસીને**

પ્રકાશક

૧

"માસી, લ્યો બાએ આ મહાપ્રસાદ મોકલ્યો છે."

"કોણ અતુલ ? આવ ભાઇ, આવ." કહીને દુર્ગાદેવી ચોકમાંથી બહાર આવી. અતુલે પગ સુધી નમીને પ્રણામ કર્યા.

દુર્ગાએ કહ્યું—જીવતો રહેજે બેટા. ઓ જ્ઞાનદા ! જો, તારા ભાઇ આવ્યા છે. એમને બેસવા માટે કંઇ આસન તો લાવ. અને બેટા, આ મહાપ્રસાદ જરા લઈ જા, કાલે રાત્રે સાડાનવ દસ વાગે સડક પર ઘોડાગાડીનો અવાજ સાંભળીને મને એમ થયું કે કોણ આવ્યું. એ વખતે મને ખબર હોત કે બહેન આવી છે તો તરત જ પ્રણામ કરવા આવત. બહેન જેવાં માણસો દુનિયામાં બહુ ઓછાં છે. ભાઇ, બહેન કુશળ તો છે ને ? તમે સૌ જગન્નાથપુરીથી આવો છો, નહિ ? જ્ઞાનદા, બેટા ! આ ભાઈ ક્યારના ઊભા રહ્યા છે, તું શું કરે છે ?

માતાના બોલવાથી એક ૧૨–૧૩ વર્ષની ઘઉંવર્ણી છોકરી હાથમાં પાથરવાનું આસન લઇને બહાર આવી. સંકોચથી ગરદન ઝુકાવીને એણે પરસાળમાં આસન બિછાવ્યું અને અતુલના પગ પાસે આવીને પ્રણામ કર્યા. એ મુખમાંથી એક શબ્દ બોલી

નહિ અને અતુલ ભણી દૃષ્ટિ પણ ન કરી. પ્રણામ કરીને મહાપ્રસાદનો પડીઓ લઇને અંદર ચાલી ગઈ. પણ જતી વખતે સ્પષ્ટ દેખાતું હતું કે એ છોકરીનાં મુખ અને આંખોમાં દબાયલું સ્મિત બહાર નીકળવાનો અથાગ પ્રયત્ન કરતું હતું.

અતુલની પણ એવી જ અવસ્થા હતી. આ રૂપાળા છોકરાના ચહેરા પર પણ એક અદૃશ્ય વિદ્યુતલેખા ચમકી ગઈ અને એનું મુખ ઉજ્જવળ બની ગયું.

અતુલે એ આસન પર બેસીને પ્રવાસની વાતો કરવા માંડી. એના પિતા પુરાણા જમાનાના સરદાર હતા. ખૂબ રોકડ નાણું અને જમીન-જાગીર કમાઇને, પેન્શન લઇને ઘરમાં બેઠા બેઠા ભગવદ્‌ભજન કરતા હતા. પણ ચાર વર્ષ થયાં એમનો સ્વર્ગવાસ થયો હતો. બી. એ.ની પરીક્ષા આપીને અતુલ બે મહિના પહેલાં માતાને સાથે લઇને તીર્થયાત્રા કરવા ગયો હતો. હમણાં જ બધા રામેશ્વરથી પુરી થઇને પાછા ઘેર આવ્યાં હતાં.

વાતચીત સાંભળીને દુર્ગાએ લાંબો શ્વાસ મૂકીને કહ્યું—અને હું તો એવી પાપી છું કે બીજું બધું તો બાજુએ રહ્યું પણ એક વખત કાશીવિશ્વનાથના ચરણદર્શનની ઇચ્છા પણ આ જન્મમાં પૂરી નહિ થાય.

અતુલે કહ્યું—માસી, એ તો કાશી જવું હોય કે ગમે ત્યાં જવું હોય, જ્યાં સુધી બધું છોડીને જબરજસ્તીથી ઘરમાંથી ન નીકળીએ ત્યાં સુધી લાંબા પ્રવાસે જવાતું જ નથી. હું પણ જો એવી જબરજસ્તી ન કરત તો આ વખતે બાની યાત્રા અશક્ય જ હોત.

દુર્ગાએ પાછો નિઃસાસો નાંખીને કહ્યું—બેટા, તું જાણે

છે તો ખરો કે હું જબરજસ્તી શાના ઉપર કરું? મહિને ત્રીસ રૂપિયાની એમની નોકરી રહી. એમાં જ ખાવુંપીવું, લેવુંદેવું અને ઇષ્ટ કુટુંબનો સત્કાર કરવો, ડૉકટરવૈદ્યનો ખર્ચ વગેરે બધું એમાંથી જ ચલાવવાનું. એક પણ પૈસો બચે ત્યારે હું તીર્થયાત્રાનો વિચાર કરું ને? અને એ ચિંતા અધૂરી હોય તેમ છોકરીને તેરમું વર્ષ શરૂ થયું છે, એટલે લગ્નની ચિંતા જીવ લેવા બેઠી છે! હું સાચું કહું છું અતુલ, એમના ઉદાર ચહેરા ભણી નજર પડતાં જ મારું લોહી સૂકાઈ જાય છે. આટલા મોટા શત્રુ (છોકરી)ને પણ પોતાના ગર્ભમાં રાખવાની અને ખવડાવીપીવડાવીને ઉછેરવાની જખમારી માતાને જ કરવી પડે છે.

દુર્ગાની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

પરંતુ આશ્ચર્ય એ હતું કે આટલી મોટી ચિંતા અને કરૂણ પરિસ્થિતિનો જરાય ખ્યાલ ન કરતાં અતુલે ઉલ્ટું હસીને કહ્યું—માસી, તમારી તો વાતો જ વિચિત્ર હોય છે. કોઈ બીજાને જાણે છોકરી જ નહિ હોય! તમારી જ એકલી છોકરી પરણાવવા લાયક છે? અને જાણે આખી દુનિયાની ચિંતા તમને એકલાને જ હોય એમ તમે કેટલો વલોપાત કરો છો?

દુર્ગાએ કહ્યું—અતુલ, મારે માટે આ વસ્તુ માત્ર ચિંતા જ નથી; અમારે માટે તો આ મૃત્યુની યંત્રણા કરતાંય વધારે છે. હું આપણા સમાજની નિષ્ઠુરતાને ઓળખું છું. છોકરીનું લગ્ન ન કરીએ તો તરત નાતબહાર મૂકે. પણ લગ્ન કરીએ શી રીતે? એને માટે તો નાણાં જોઇએ અને રૂપિયા ક્યાં મળે? આ ઘરમાં માત્ર એક ભાગ અમારો, એ સિવાય અમારી પાસે મિલકત પણ શું છે!

અર્ધો કલાક પહેલાં આજ છોકરીના લગ્ન માટે પતિ અને પત્નીમાં બોલચાલ થઈ ચૂકી હતી. અડધું'પડધું' ખાઈને પતિ ખીજવાઈને નોકરી પર ચાલ્યા ગયા હતા. એટલે દુર્ગાની વેદનામાં વધારો થયો. બે મોટા મોટા આંસુ ગાલ પર થઈને ખોળામાં સરી પડયાં. હાથથી આંખો લુછીને દુર્ગા બોલી—ગયા જન્મમાં કોણ જાણે કેટલી સ્ત્રીહત્યા અને બાળહત્યા કરી હશે અતુલ, કે આ જન્મે મારે પેટ દિકરી આવી.

અતુલ કહેતો કહેતો ઊભો થયો કે—માસી, તમે એમ નહિ માનો. લ્યો, હું તો જાઉં છું. ત્યાર વિના તમે ચૂપ નહિ થાવ. મરજીમાં આવે તેમ બોલ્યા કરશો.

દુર્ગાએ બીજી વખત આંસુ લૂછીને કહ્યું—ભાઇ, એવું નહિ જવાનું. લે, હું નહિ બોલું બસ. આમ તારી આગળ રડી લેવાથી હૃદય જરા હળવું થયું. હું એમ કહું છું કે જો આ અભાગી છોકરીને મારે ખોળે જ મોકલવી હતી તો એનો રંગ જરા ઉજળો કેમ ન કર્યો? આ રંગવાળી છોકરીને તો કોઈ પસંદ કરતાંય મોઢું મચકોડે, બધાયને રૂપાળી છોકરી જોઈએ છે. સુધરેલો આ સમાજ, શીલસ્વભાવ કે ચારિત્ર કંઈની પરવા જ નથી એને. માત્ર છોકરી જરા કાળી એટલે એનું લગન જ ન થાય અને ન થાય એ ખાતર માબાપ જવાબદાર; કેવો અવળો ન્યાય!

અતુલે કહ્યું—એટલે કાળી છોકરી કુંવારી જ રહે? એમ તો ભમરાનો રંગ કાળો છે, કોયલ પણ કાળી છે, એટલે એમનો આદર જ નથી, એમને કોઈ ચાહતું જ નથી? એ બધું શું ત્યારે?

દુર્ગાએ કહ્યું—ભાઈ, એ બધું ખરું, કામ વખતે એનાથી જરાય મતલબ સરતી નથી. માત્ર વાતોથી હવે મને આશ્વાસન નથી મળતું અને હિંમતે નથી આવતી. અતુલ, ભાઈ, પેલા ગિરીશ ભટ્ટાચાર્યની છોકરીનું લગ્ન મારી આંખો આગળ જોઈને મને તો કંઈનું કંઈ થઈ ગયું. બિચારા એ બ્રાહ્મણની અમારા જેવી જ દશા હતી. એની પાસે પૈસોય નહોતો અને છોકરી પણ રૂપાળી નહોતી. એટલે જમાઈ જુઓ તેમ લગભગ ૬૦ વર્ષની ઉંમરનો. એ છોકરીની માનું કલ્પાંત હજી મારી આંખ આગળથી ખસતું નથી.

અતુલે આશ્ચર્યથી કહ્યું—હેં, માસી! સાઠ વર્ષ! શું કહો છો ?

દુર્ગા—સાઠ વર્ષ કેમ નહિ થયા હોય ભાઇ ? હરિ ચક્રવર્તીના જમાઇ જેટલી જ આ નિતાઇ ચેટરજીની ઉમ્મર છે. એને એક છોકરી પણ છે. હિસાબ કરી જો.

આ સમાચાર સાંભળીને અતુલ સમસમી રહ્યો.

દુર્ગાએ કહ્યું—એ છોકરી હવે કદાચ શોકની મારી ઝેર ખાઇ લે કે ફાંસી ખાય અથવા કુળને કલંક લગાવીને બહાર નીકળી જાય તો માતાનું હૃદય સંઘરીને હું કયે કાળજે એને શાપ દઉં ? તું જ કહે ભાઇ ?

અતુલ ચૂપ રહ્યો. દુર્ગાએ એકાએક એના બન્ને હાથ પકડીને કહ્યું—બેટા અતુલ, આજકાલ બધા વાતો કરે છે કે તમે નવા છોકરાઓ દયાધર્મના ભાવથી વંચિત નથી. ભાઇ, તું તારી કૉલેજ કે સ્કુલમાં કોઈ છોકરો હોય તો જરૂર ખોજે કે જે માત્ર દયા કરીને આ છોકરીને પોતાની દાસી બનાવે.

આટલું કરી આપીશ તો મરતાં સુધી તારી ઓશિંગણ રહીશ.

અતુલે તરત જ પોતાના હાથ છોડાવીને દુર્ગાની ચરણરજ લેતાં ગદગદ કંઠે કહ્યું—માસી તમે આટલા બધાં ગભરાઈ કેમ ગયા ? લ્યો, હું વચન આપું છું કે........

પણ આની આગળ એ વચન મુખમાંથી ન નીકળ્યું. અકસ્માત લજ્જાના આવેશથી ચહેરા પર શરમની સુરખી છવાઇ ગઇ અને કંઠ રૂંધાઈ ગયો. બિચારી દુર્ગા આ ફેરફાર ન જોઇ શકી; પણ જો બીજું કોઈ ત્યાં હોત તો એને કદાચ સંદેહ થાત કે અતુલ આવેગની સનસનાટીમાં કંઈ કહેવા જતો હતો પણ રોકાઈ ગયો.

અતુલ પોતાને સંભાળીને ઊભો થયો. સહજ ભાવે એણે કહ્યું—સારૂં માસી, હું ખૂબ ધ્યાનથી પ્રયત્ન કરીશ. ક્યાં ગઈ જ્ઞાનદા, કંઇ પાનસોપારી તો આપ, હું ઘેર જાઉં.

દુર્ગાએ તરત જ છોકરીને બૂમ પાડી—અરે જ્ઞાનદા, અતુલભાઇને પાનસોપારી તો આપી જા. કાળુડીમાં રૂપનો તો છાંટોય નથી તેમાં વળી આવી શિથિલ મરી છે. આ બધું આગતાસ્વાગતાનુંય મારે હજી શીખવવાનું રહ્યું ! મહાપ્રસાદ લઇને જ્યારની ઘરમાં ગઈ છે ત્યારથી બહાર જ નથી નીકળી. પાન લઇને જલદી આવ.

રહેવા દો માસી, હું જાતે જ જઇને પાન લઈ આવું. ક્યાં ગઈ જ્ઞાનદા ? કહીને અતુલ સૂવાના ઓરડામાં પહોંચી ગયો.

સામે પાનની પેટી મૂકીને જ્ઞાનદા છાનીમાની બેઠી હતી. અતુલે અંદર આવતાં જ જરા ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું—જ્ઞાનુ, માસી કહે છે જ્ઞાનદામાં રૂપ નથી અને ગુણ પણ નથી, એટલે

તને એક સાઠ વરસના બુઢ્ઢા જોડે પરણાવવાની છે.

જ્ઞાનદાએ કંઈ ઉત્તર ન વાળ્યો. માથું નીચું રાખીને જ પાનની પેટીમાંથી બે બીડાં લઇને નાની તાસક અતુલ આગળ ધરી.

અતુલે જરા આગળ આવીને પાન લઈ લીધાં અને કહ્યું—જો જ્ઞાનુ, આ પાન સરસ હશે તો આટલી વાર માફી. જા, સાઠથી ઘટાડીને એ ઉંમર વીસબાવીસની થશે, બસ ?

લજ્જાનું માર્યું જ્ઞાનદાએ મુખ એટલું બધું નીચું નમાવી દીધું કે એ પાનની પેટીની સાથે મળી ગયું. અતુલે ધીરા અવાજે કહ્યું—માસીને આગળ કહેવા જતો હતો પણ......! લે હવે વાર થઈ, હું જાઉં છું.

તોય જ્ઞાનદા એકેય શબ્દ ન બોલી. પહેલાંની જેમ માથું પણ એટલું જ ઢળેલું હતું.

બોલતી નથી ને ? ઠીક—કહીને અતુલે એ છોકરીના ભીંજાયલા વાળમાંથી એક લટ રમાડીને કહ્યું—જોજે હોં, હરિ ચક્રવર્તીની ઉંમરનો એક બુઢ્ઢો આવે છે. હું જાઉં છું.

આટલું કહીને અતુલ ત્યાંથી ચાલ્યો ગયો. પરસાળમાં આવતાં કંઇ યાદ આવ્યું હોય એમ બૂમ પાડીને કહ્યું—માસી, જુઓ તો ખરા, જ્ઞાનુ માટે બા આ સુંદર બંગડીની જોડ મુંબાઇથી લેતી આવી છે.

જોઉં ભાઈ ?—કહીને દુર્ગાદેવી રસોડામાંથી બહાર નીકળી આવી. અતુલે ખિસ્સામાંથી બે બંગડીઓ કાઢીને સામે મૂકી દીધી.

બંગડીનો રંગ અને ઉપરનું કામ જોઇને દુર્ગા પુલકિત થઈ અને અતુલની બાને ધન્યવાદ આપ્યા.

બંગડી હતી તો સાધારણ પણ એવી કિંમતી બંગડી

ગામડામાં તો શું પણ હજી કલકત્તામાંય નહોતી આવી. એટલે આ સુંદર વસ્તુને અતુલ માને નામે પોતે જ જ્ઞાનદાને માટે ખરીદી લાવ્યો હતો.

દુર્ગાના વારંવાર બોલાવવાથી જ્ઞાનદા બહાર આવી. ચૂપ-ચાપ પડેલે માથે સ્નેહના આ મંગલ અને પ્રથમ ઉપહારને હાથ લંબાવીને લેતાં એના અંજલિબદ્ધ હાથ ધ્રુજી ઊઠયા. અતુલને પ્રણામ કરીને મૂગી મૂગી જ એ ત્યાંથી ચાલી ગઈ. એ એક શબ્દ પણ ન બોલી. પણ એના હૃદયની વાતને અંતર્યામીએ જાણી લીધી. પાછળથી આ બન્ને જણ પળવાર સ્નેહમુગ્ધ દૃષ્ટિથી એ કિશોરીની સુંદર અને ચારૂતાભરી મચકાતી હલકને જોઈ રહ્યા.

મોટાભાઈ ગોલોકનાથના અવસાન પછી એમની વિધવા સ્ત્રી સ્વર્ણમંજરી વંશહીન પિતૃકુળની જે સામાન્ય જમીનજાગીર હતી તે વેચીને થોડા પૈસા એકઠા કરીને નાના દિયેર અનાથનાથના આશ્રયમાં આવીને રહી હતી. ગયે વર્ષે વચલા ભાઈ પ્રિયનાથે બરાબર આજ દિવસોમાં નાનાભાઈ અનાથનાથની સાથે ઝગડો કરીને જ્યારે આંગણાની વચ્ચોવચ દિવાલ કરી અને પોતે જુદા થઈ ગયા ત્યારે એ તમાસો જોઈને વિધિ જરૂર હસ્યો હશે. કારણ એક વરસ પણ પૂરું વીતે તે પહેલાં એ દિવાલ ઊભી કરવાના ઉદ્દેશને વ્યર્થ કરીને પ્રિયનાથ સાત દિવસ માંદગી ભોગવીને ચિકિત્સા વિના જ મૃત્યુ પામ્યા હતા.

મૃત્યુ પહેલાં એક દિવસ આગળ જ્યારે મરણ માટે જરાય સંદેહ નહોતો ત્યારે ગામલોક જોવાને બહાને એકઠાં થઈને અસ્પષ્ટ કલરવ દ્વારા શોક–ખેદના ભાવ પ્રકટ કરતા હતા. ત્યાં સુધી પ્રિયનાથની સંજ્ઞા લુપ્ત થઈ નહોતી, એનામાં હોશ હતા. અતુલ ગામમાં નહોતો. કલકત્તાની એક હોસ્ટેલમાં એણે આ શોકસમાચાર સાંભળ્યા અને એ જરાય રોકાયા વિના ગામમાં આવી પહોંચ્યો

હતો. ભીડને હડસેલીને જ્યારે એ રોગીના ઓરડામાં દાખલ થવાની કોશિશ કરતો હતો ત્યાં કોણ જાણે ક્યાંથી જ્ઞાનદા પાગલની જેમ આવીને અતુલના પગમાં પડીને માથું કૂટવા લાગી. જે લોકો માત્ર તમાસો જોવાની ગરજથી આવ્યા હતા તેઓ આ આકસ્મિક પ્રસંગ જોઇને અચરજની સાથે મનમાં અનેક તર્કવિતર્ક કરવા લાગ્યા, પણ અતુલને કંઈ કંઈ થઈ રહ્યું હતું. એ આટલી મોટી ભીડ જોઇને દુઃખ અને લજ્જાનો માર્યો હતબુદ્ધિ મૂઢ જેવો બની ગયો.

પળવાર પછી જ્યારે અતુલે ધીરજથી સંભાળીને જ્ઞાનદાને પગમાંથી ઉઠાડવાનો પ્રયત્ન કર્યો ત્યારે એ તો ત્યાંજ પડી પડી, રડતાં રડતાં કહેવા લાગી—બાબુજીના અંત સમયે તમે જાતે જઇને આશ્વાસનના બે શબ્દો કહી આવો. મારા ભાગ્યમાં જે થવાનું હશે તે થશે પણ આ અંતિમ વખતે તો એ મારી જેમ મારા તરફથી ચિંતાઓને પણ અહીં જ મૂકીને જઇ શકે. હું તમારી પાસે બીજું કશું નથી માગતી.

આટલું બોલીને જ્ઞાનદાએ પાછું માથું પછાડીને રડવા માંડ્યું. એના દુર્ભાગી અને ચિંતાગ્રસ્ત પિતા અત્યારે કવખતે મૃત્યુનો સાથ કરી રહ્યા છે; એટલે આ ઘડીએ જ્ઞાનદાને એ વિચારવાનું ભાન નથી કે શું કરવા જેવું છે, શું નથી. આટલા બધા માણસોની વચ્ચે એ શું કરે છે અને શું કહે છે, એનો વિચાર જ આવ્યો નહિ; એ તો માથું પછાડીને રડતી જ રહી.

પણ અતુલ સંયમશીલ પુરુષ હતો. જ્ઞાનદાના આ અસંયત અને અસંગત વ્યવહારથી એના અંતરમાં ગમે તેટલા ક્લેશનો એને અનુભવ થતો હશે પણ બહાર સંખ્યાબંધ કુતુહલભરી આંખો આગળ તેને જરા કઠોર થવું પડયું. જબરજસ્તીથી

પગ છોડાવીને એક કોમળ ઝટકો દઇને કહ્યું—અરે અરે! આ શું કરે છે. શાંત થા, જો રડીશ નહિ. મારે જે કહેવાનું છે તે હું જરૂર કહેવાનો છું.

અતુલ અંદર જઇને રોગીના ખાટલાની પાંગતે જઇને બેઠો. દુર્ગા પતિના ઓશીકા આગળ બેઠી. અતુલના મુખ ભણી જોઇને એ પણ છાનીમાની રડતી હતી.

પાડોશી નીલકંઠ ચેટરજી બારણામાંજ ઊભા હતા. અતુલને સમય વીતાવતો જોઇને બોલ્યા—જુઓ, પ્રિયનાથને હજી કંઇક હોશ છે; ભાઈ, જે કાંઈ કહેવું હોય તે જરા જોરથી કહી નાખો એટલે હજી એમને સમજવાની તક છે.

વૃદ્ધના આ પ્રસ્તાવનું અનુમોદન ત્યાં ઊભેલા ત્રણ ચાર જણે એકીસાથે કર્યું.

ભીડ જોઇને અતુલ પહેલાં જ ક્રુદ્ધ થઈ ગયો હતો. અને તેમાં આ લોકોના આ અત્યંત અશોભન કુતુહલથી એ મનમાં ને મનમાં સળગી ઉઠ્યો. એણે કહ્યું—આપ લોકો વ્યર્થ ભીડ કરીને તો એમના ઉપર ઉપકાર નહિ કરી શકો ને? ઇશ્વરને ખાતર પણ જો સૌ પળવાર બહાર જઈ શકો તો હું પ્રાર્થના કરું છું. રોગીને એકાંતની જરૂર છે.

નીલકંઠ ચીઢાઇને બોલ્યા—વ્યર્થ શા ખાતર? પાડોશીની વિપત્તિ વખતે પાડોશી જ કામ લાગે છે! તમે કયો સાર્થક ઉપકાર કરવા ખાટલા પર જઇને બેસી ગયા?

અતુલે ઉઠીને દૃઢ સ્વરે કહ્યું—હું ઉપકાર કરું કે ન કરું, પરંતુ તમને આમ આવતી હવા રોકીને અપકાર તો નહિ જ કરવા દઉં. કૃપા કરીને બધા બહાર જાવ.

અતુલનો દૃઢ ભાવ જોઈને નીલકંઠ બે ડગલાં પાછા હઠી

બોલ્યા—આજકાલનો છોકરો થઇને તને આમ અસભ્ય થતાં શરમ નથી આવતી ?

એક માણસે ભીડમાંથી કટાક્ષ કરતાં કહ્યું—એમ. એ. કે બી. એ. પાસ થયો છે કે નહિ ?

એક દસબાર વરસનો છોકરો અંદર ઝાંખતો હતો તેને કોઇનીય પરવા કર્યા વિના અતુલે જોરથી ધક્કો મારીને હડસેલી દીધો. એ હડસેલાથી એ બીજા માણસ ઉપર જઇને પડયો. જેની ઉપર પડયો તેણે "મોટા ગવર્નરનો બેટો ન જોયો હોય તો"ની ગાળ દઇને ચાલવા માંડયું. નીલકંઠ પણ અતુલની વાત નહિ સંભળાય એવી છેલ્લી નિરાશાથી હતાશ થઈ ચાલ્યા ગયા.

જ્યારે સૌ ચાલ્યા ગયા અને ઘર શાંત થયું ત્યારે અતુલે રોગીના મુખ પાસે જઇને એને સંભળાય એમ કહ્યું-માસા!

પ્રિયનાથ લાલ લાલ આંખો ઉઘાડીને મૂઢ અથવા બેહોશ માણસની જેમ અતુલ ભણી તાકી રહ્યા. અતુલે ફરીથી જરા મોટેથી કહ્યું—મને આપે ઓળખ્યો ? પ્રિયનાથે આંખો ઉઘાડ-ઢાંક કરીને અસ્પષ્ટ સ્વરે કહ્યું—અતુલ.

અતુલ—હવે આપને કેમ છે ?

પ્રિયનાથે માથું જરા હલાવીને એવા જ અસ્પષ્ટ સ્વરે કહ્યું—ઠીક નથી.

અતુલની આંખો આંસુથી ભરાઈ આવી. ખૂબ પ્રયત્ન કરીને આંસુઓથી રૂંધાઈ ગએલા કંઠને સાફ કરીને એણે કહ્યું—હું આપને એક વાત કહેવા ઇચ્છું છું. આપ નિશ્ચિંત થાવ, જ્ઞાનદાનો ભાર આજથી મારે માથે છે.

પ્રિયનાથ તરતમાં આ વાતને ન સમજી શક્યા. આમતેમ દૃષ્ટિ કરીને બોલ્યા—જ્ઞાનદા ક્યાં છે ?"

દુર્ગાદેવીએ સ્વામીના મુખ પર ઝુકીને રડતાં રડતાં કહ્યું—

જ્ઞાનદાને જોવી છે, બોલાવું ?

પ્રિયનાથે પહેલાં તો કંઈ ઉત્તર ન દીધો, પણ ક્ષણભર મૌન રાખીને બોલ્યા—ના.

દુર્ગા રડી ઊઠી. રડતાં રડતાં જ બોલી—સાંભળો છો, અતુલ કહે છે તે ? એ તમારી જ્ઞાનદાનો ભાર પોતાને માથે રાખે છે. હવે તમે ચિંતા ન કરો. બિચારી અભાગી છોકરીને બહુ ગાળો અને કટુ વચન સંભળાવ્યાં છે. આજે જરા એક વાર બોલાવીને છેલ્લા આશીર્વાદ આપો.

પ્રિયનાથ મીટ માંડીને જોઈ રહ્યા. દુર્ગાદેવીની વાતો સાંભળીને એમની આંખમાંથી બે મોટા આંસુ ગાલ પરથી સરી પડ્યાં. અસમર્થ હાથને અતુલને માથે મૂકી કરપટ બદલીને એક તરફ સૂઈ ગયા. જો કે એઓ એક શબ્દ પણ ન બોલ્યા તો પણ મરતી વખતે તેમના હૃદય ઉપરથી એક મોટો ભાર હઠાવવાની પોતાની સફળતાનો અનુભવ અતુલે નિઃશંકપણે કરી લીધો. આવો અનુભવ થવાથી અતુલ અકસ્માત બાળકની જેમ એક ઊંચો શ્વાસ લઈ રડી પડ્યો. અને આ વાતમાં સાક્ષી માત્ર દુર્ગાદેવી અને ઈશ્વર સિવાય કોઈ નહોતાં.

બીજે દિવસે પ્રિયનાથે એજ કર્યું જે દુનિયામાં એંસી ટકા માણસો કરે છે. કચેરીની ૩૦ રૂપિયાની નોકરીનો મોહ છોડીને, ૨૬ વર્ષની વિધવા અને ૧૩ વર્ષની કુમારિકાનો ભાર અને એનાથીય મોટું દુર્ભાગ્ય કોઈ સ્વજન પર લાદીને ચિકિત્સા વિના જ, એંસી વર્ષના કોઈ જીર્ણ વૃદ્ધના જેવી કંગાલ દેહને તુલસીતરુની વેદી પાસે મૂકીને હરિબોલનો ઉચ્ચાર સાંભળતા એઓ આ દુનિયા છોડી ગયા.

## ૩

નાનાભાઈ અનાથનાથને લાચાર બનીને આંગણાની દિવાલમાં એક બારણું મૂકવું પડયું. તેમ થઈ ગયા પછી પંદર વીસ દિવસ વીતી ગયા. અકસ્માત એક દિવસ કચેરીમાં જતી વખતે પાન ચાવતા ચાવતા અનાથનાથે કહ્યું—ભાભી, હવે શાંત રહ્યાથી કામ નહિ ચાલે. ભાઇએ મારી સાથે ગમે તેટલું ખરાબ વર્તન રાખ્યું હોય પણ તમને પેટ ભરીને અન્ન આપવું એને હું મારૂં કર્તવ્ય સમજું છું. પરંતુ આટલી મોટી દિકરીના લગ્નનો ભાર હું મારે માથે લાદી શકું એમ નથી. દોઢસો રૂપિયા મહિને મળે છે એ તો ફક્ત કહેવાના છે; આ બધાં કચ્ચાંબચ્ચાંઓનું લશ્કર તો તમે જુઓ છો. એમનું ખર્ચ પણ એમાંથી પૂરૂં થઇ શકતું નથી. તેમાં વળી મોટી છોકરી તો પરણાવવા લાયક થઈ છે; બારમું વર્ષ તો કયારનુંય શરૂ થઈ ગયું. આ બધું તમે જુઓ છો, એટલે જ હું કહું છું કે દિકરીને લઇને તમારે હરિપાલપુર જવું જોઇએ.

દુર્ગાદેવી રસોડામાં એક ખુંટી પકડીને તેને આધારે જ ઊભી હતી. એણે સંકોચ અને ડરભર્યા અવાજે કહ્યું—મારા

ભાઈની હાલતની તો તમને ક્યાં ખબર નથી, ભાઈ ! એમની પાસે કશું જ નથી. આટલા મોટા દુઃખની ખબર સાંભળીને એ અહીં મને મળવા સુદ્ધાં તો આવી શક્યા નથી. એ શિવાય પણ જ્યાં સુધી એ પોતે આવીને મને ન લઈ જાય ત્યાં સુધી મારાથી જવાય પણ શી રીતે ?

દુર્ગાની જેઠાણી સ્વર્ણમંજરી દિયેરની પાસે જ દીવાલની ઓથે ઊભી હતી. એણે જરા મોઢું બહાર કાઢીને કહ્યું—તમારા ભાઈની હાલત સારી નથી એ તો હું જાણું છું, પણ તમારા દિયેર પણ કંઈ ઓછા ગવર્નર છે ? અને દોઢસો રૂપિયા તો માત્ર સાંભળવાના જ છે. હું ઘર કેમ ચલાવું છું એની મને બરાબર ખબર છે. અને પાછું તમારે એટલું તો સમજવું જોઈએ ને કે આ આટલી મોટી પરણાવવા લાયક દીકરી તમારે ગળે પડી છે; એવી દશામાં તમને પોતે થઇને તો કોણ બોલાવવા આવે ? પણ એટલા ખાતર માત્ર સ્વમાન કે અભિમાનનો ખ્યાલ કરીને ઓછું બેસી રહેવાય છે !

દુર્ગાદેવીએ ધીરે સ્વરે કહ્યું—ના બહેન, મારે હવે માન-અભિમાન જેવું શું છે !

સ્વર્ણમંજરી દિયેરને ડાબે હાથે પાછળ હઠાવીને આગળ આવી કહેવા લાગી—દુર્ગાવહુ, મેં તમને કંઈ બૂરી વાતો નથી કહી તે તમે આવો કાપી નાંખે એવો જવાબ આપો છો. એ તો તમે ગુસ્સો કરો કે ખરાબ માનો પણ તમારી આ પાંખ વિનાની પરીનું લગ્ન અમારાથી તો નહિ થઈ શકે. દીકરી તો નાની વહુનેય પેટ પડી છે. પણ કોઈની મગદૂર છે કે એક વખત છોકરીને જોઇને એમને એમ પાછો ચાલ્યો જાય. હું તો સાચી વાત કહું છું, દુર્ગાવહુ! જેવું છોકરીનું રૂપ છે એવા રૂપાળા કોઈ

હરિપાલપુરના ખેડૂતને ગળે પડીને ભાઈની સહાયથી છોકરીને વરાવી દો, એટલે પીડા ટળે. એ તરફ તો લોકો રૂપ કે કુરૂપ કંઈ જોતાં નથી, માત્ર છોકરી જોઇએ.

દુર્ગા ચુપ રહી. જે વિષજ્વાલાની વેદનાથી એ પતિ સહિત જુદી નીકળી હતી એ જ વિષભર્યો દાંત આજે પતિના અવસાન પછી પાછો ડસવા તૈયાર થયો છે, એ જોઇને દુર્ગાદેવી સ્તબ્ધ થઈ ગઈ.

સ્વર્ણે પાછું શરૂ કર્યું—એ તો જેને જોઈએ તેવું તેને મળી જ રહે છે. કોઈ અભણ ખેડૂતની સાથે છોકરીનું લગ્ન કરી દેવાથી તમને કોઈ કંઈ કહેવાનુંય નથી અને તમારી કોઈ નિંદા પણ નથી કરવાનું. હા, હજી લોકો ખરાબ બોલશે તો અમારૂં ખરાબ બોલશે. છોકરી કરતાં ઓછા ભણેલા છોકરાને જમાઈ બનાવું તો લોક સમાજમાં મારી મશ્કરી કરશે કે ઘરમાં મોટી પીઢ વહુ હોવા છતાં દુર્ગાની પ્રતિમા જેવી દીકરીને કૂવામાં નાંખી દીધી ! કેમ, અનાથભાઇ ખોટું કહું છું ?

આટલું કહીને સ્વર્ણે દિયેર ભણી જોયું.

એમાં શું ખોટું છે !—કહીને અનાથનાથે જાજ્વલ્યમાન મોટી ભાભીની રક્ષા કરીને ઓફીસનો વખત થઇ જવાથી પ્રસ્થાન કર્યું.

સ્વર્ણે કહ્યું—તમારા ભાઈને સમજાવીપટાવીને આ છોકરીને કોઇને ગળે બાંધી આવો. એમાં શરમ કે નિંદાનો ડર રાખવાનું જરાય કારણ નથી. તમારા પતિને માત્ર મહિને ત્રીસ રૂપિયા મળતા હતા. એ વિના એમને દુનિયામાં કોણ ઓળખતું હતું ? એ તો આ લોકોના ભાઈ તરીકે લોકો થોડાય એમને ઓળખતા હતા. હા, હું તો ચોકખું કહું છું. કાલનો દિવસ

સારો છે. કાલે જ ભાઇને ઘેર ચાલ્યા જાવ.

દુર્ગાદેવીએ એક વાર મનમાં અતુલનાં વચનો સંભાર્યાં, પણ જેઠાણીની આગળ આ બાબતમાં એક શબ્દ પણ ન ઉચ્ચારી શકી. કારણ કે જેઠાણીના સંબંધને લઇને જ અતુલનો સંબંધ બંધાયો હતો.

તે દિવસે જ્ઞાનદાએ અતુલના પગમાં પડીને જે આજીજીભર્યું કલ્પાંત કર્યું હતું એ દુર્ગાદેવીએ જોયું હતું, પણ આટલા મોટા દુ:ખના દર્દમાં એ પ્રસંગનો કોઈ વિશિષ્ટ અર્થ એ સમજી ન શકી. અને દુ:ખીના ઘરમાં તો એકાગ્ર મનથી શોક કરવાનો અવસર પણ નથી મળતો. એટલે જ સ્વામીના મૃત્યુ પછી બીજા દિવસથી જ એ આ વાતોનો વિચાર કરતી હતી. અંદર જઇને જોયું તો છોકરી એક શેતરંજી પર ગુપચુપ બેઠી હતી. ધીરે ધીરે એની પાસે જઇને માતાએ કહ્યું—મોટીબહેને જે કહ્યું તે તેં સાંભળ્યું'ને જ્ઞાનુ ?

છોકરીએ માથું હલાવીને ઉત્તર આપ્યો કે હા એણે સાંભળ્યું છે. દુર્ગાને સૂઝ ન પડી કે હવે શું કરવું જોઈએ. પણ છોકરીએ આગળની વાતચીતનો માર્ગ સરળ કરતાં કહ્યું—મા, આજ સુધી તું પિયેર ગઈ જ નથી. આ વખતે ચાલો એક વાર જઈ આવીએ.

માએ કહ્યું—મારી માતા આજે હયાત નથી. ભાઇએ આજ સુધી ખબરઅંતરે પૂછી નથી. આટલી મોટી વિપત્તિની ખબર સાંભળીને એક પત્ર સુદ્ધાં લખ્યો નથી. આપણે ગળે પડીને તે ત્યાં શી રીતે જઈ શકીએ ? તું જ બતાવ ?

છોકરીએ કહ્યું—મા, દુ:ખીની ભાળ પોતે થઇને કોઇ નથી લેતું. એ લોકોએ આપણી ભાળ ન લીધી તો આ લોકોય ક્યાં

લે છે ! ઉલ્ટું આ તો આપણને કાઢી મૂકવાની પેરવી કરે છે. આપણું માનઅભિમાન બધું બાપુની સાથે ચાલ્યું ગયું. ચાલોને, ત્યાં જઈને રહીએ.

માની આંખોમાંથી આંસુની ધારા વહી ચાલી. છોકરીએ સ્નેહપૂર્વક માતાના આંસુ લૂછીને કહ્યું—મા, હું જાણું છું કે મારે ખાતર જ તને ક્યાંય જવાનું ગમતું નથી; નહિ તો મોટી-અકીની કાતીલ વાતો સાંભળીને તું એક દિવસ પણ અહીં રહે એવી નથી, પણ હું સાચું કહું છું મા, કે મારે ખાતર તારે લેશ માત્ર ચિંતા નહિ કરવી પડે. ગમે તેમ આપણે થોડા દિવસ માટે બીજે ક્યાંક ચાલ્યા જઈએ, અહીં રહેવાથી તો આ લોકો તારો જીવ લેશે.

માતાથી હવે ન રહેવાયું. દીકરીને છાતી સરસી ચાંપીને એ ખુલ્લે દિલે રોઈ પડી. છોકરીએ પણ માતાને ન રોકી અને શાંત કરવાનો પ્રયત્ન પણ ન કર્યો. માત્ર માતાની છાતી પર માથું રાખીને ચુપ બેસી રહી. ખૂબ વાર પછી દુર્ગાદેવી પોતે જ શાંત રહીને આંસુ લૂછીને બોલી—સાચું છે, જ્ઞાનદા ! હું તો તારા બાપુ જે દિવસે આ દુનિયા છોડી ગયા તે જ દિવસે ગમે ત્યાં મારૂં કાળું કરત, પણ માત્ર તારે ખાતર કશું કરી શકી નહિ.

"એની મને ખબર છે મા."

"હં, બેટા, તે દિવસે અતુલે શું કહ્યું હતું ? જો, અત્યારે શરમાવાથી નહિ ચાલે, લાજશરમનો આ સમય નથી. હું જાણું છું કે એ છોકરો જૂઠું બોલે એવો નથી. હું તો એ જાણવા માગું છું કે એમના અંતકાલે અતુલે જ કેમ આવું આશ્વાસન આપ્યું અને તેં પણ કેમ એના પગમાં પડીને આટલું કલ્પાંત કર્યું ?"

જ્ઞાનદાએ માતાની છાતીમાં મુખ છૂપાવીને અસ્પષ્ટ સ્વરે ઉત્તર આપ્યો—એ હું કશું જ જાણતી નથી, મા.

દુર્ગાદેવીએ જોર કરીને છોકરીનું મુખ પોતાની સામે રાખીને જોવાનો પ્રયત્ન કર્યો, પણ જ્ઞાનદાએ એટલી જ તાકાતપૂર્વક પોતાનું મુખ માતાની છાતી સરસું ચાંપી જ રાખ્યું. નિષ્ફળ બનેલી દુર્ગાએ પાછું કહ્યું—તારા બાપુ જીવતા ત્યારે એ વાતોનો મેં વિચાર સરખોય કર્યો નહોતો, પણ એમના અવસાન પછી વિચાર કરતાં એ બધી વાતો હવે સમજાય છે. અતુલે કહેલી કેટલીય નાનીમોટી વાતો આજે મને યાદ આવે છે.

આમ કહેતાં કહેતાં દુર્ગાએ અકસ્માત વ્યગ્ર બનીને છોકરીના બન્ને હાથ પોતાના હાથમાં લઈને પૂછ્યું—સાચું કહેજે બેટા, હું કહું છું તે ખોટું તો નથી ને ? આ બધાં મારા કલ્પનાનાં સ્વપ્નો તો નથી ને ?

જ્ઞાનદાએ પ્રથમની જેમ જ મુખ સંતાડીને ઉત્તર વાળ્યો—મને શું ખબર મા, એમનો ધર્મ એમને હાથ. એ જાણે અને એમનો ધર્મ જાણે.

માતાએ આનંદથી અધીર બનીને રડતાં રડતાં કહ્યું—બેટા, મને સંશયમાં નાંખીને નકામી દુઃખી ન કરીશ. તું એક વાર ખુલાસો કરીને કહી દે, એટલે હું તારા બાપુને ખાતર એક વાર મન મૂકીને રડી લઉં. મારું આ રૂદન એ જરૂર સાંભળશે.

છોકરીએ ધીરે ધીરે કહ્યું—મા, રડશો નહિ. હું તમને રડવાની ના કહું છું. મેં તો માત્ર એમને બાપુની છેલ્લી વખત સૂચવી દેવાનું કહ્યું હતું અને અંત વખતે એમણે પોતે જ પોતાની પ્રતિજ્ઞા બાપુને કહી હતી. હવે તો એમના ધર્મની રક્ષા કરવી એ એમને હાથ છે.

હવે દુર્ગાદેવીને સંશય ન રહ્યો. જબરજસ્તીથી જ્ઞાનદાનું મુખ ઉંચું કરીને આંસુથી ભીંજાયલા ગાલ અસંખ્ય ચુંબનોથી ભરી દીધા અને પછી છાતી સરસી ચાંપીને નિરાંતે આંસુ વહાવ્યાં. થોડી વાર પછી આંસુ લૂછીને દુર્ગાએ બોલવા માંડયું—હું પણ એમ જ માનતી હતી. અતુલ મારો હજાર વરસનો થાય, એનો ધર્મ એને જ હાથ છે. આજ સુધી મને તો એનો ખ્યાલ પણ નહોતો કે જ્ઞાનુ, તેં જ એક દિવસ અતુલને મૃત્યુના મુખમાંથી બચાવ્યો હતો. લોકો કહે છે એ વખતનો રોગ તો ખૂબ ભયંકર હતો. માદીકરો બન્ને એ રોગમાં સપડાયાં હતાં. એમાં પહેલાં તો શરીર ફૂલી જતું અને પછી ફૂલેલો ભાગ ફાટીને ત્યાં ઘા પડી જતા. એ સાલ અતુલની તો બચવાની આશા જ નહોતી. સડેલા ઘામાંથી એટલી બધી બદબો છૂટતી કે પાસે કોઇનાથી બેસાતું જ નહિ. ભયને લીધે કોઇ અતુલના ઘર ભણી ઝાંખતું ય નહોતું. એ વખતે નાની હોવા છતાં રાતદિવસ યમ-રાજનો સામનો કરીને અખંડ સેવા કરી તેં અતુલનો જીવ બચાવ્યો હતો. એ ધર્મને એ કદી ય નહિ ભૂલે. સાવિત્રીની જેમ તેં પણ અતુલને યમરાજના હાથમાંથી છીનવી લીધો. હવે ભગવાન પણ તને બીજા પુરૂષના હાથમાં શી રીતે સોંપે ? આ ધર્મ ન રહે તો પછી સંસારનો વિનાશ જ થાય ને ?

પળ વાર ચુપ રહીને પાછું કહેવા માંડયું—હવે તો તું મને જ્યાં જવાનું કહીશ ત્યાં હું જઇશ. પણ તારાથી તો અતુલની સંમતિ લીધા વિના હવે ક્યાંય નીકળાય જ નહિ. તારૂં કહેવું તદ્દન સત્ય છે. હવે મને બરાબર સાંભળે છે કે અતુલ યાત્રાએથી આવીને તરત જ સવારમાં તારે માટે બંગડી આપવા કેમ આવ્યો હતો ? એક વર્ષ વધારે જીવીને એઓ એમની

આંખે જ આ મંગલ કાર્ય જોઈ ગયા હોત તો કેવું રૂડું થાત !

એમ કહીને દુર્ગાએ આવેલા રૂદનને પાલવના ડુચા વડે રોકી રાખ્યું.

"દુર્ગાવહુ ! ઓ, દુર્ગાવહુ !"

દુર્ગાદેવી તરત પુત્રીને હઠાવીને આંખો લૂછીને બોલી—શું છે, મોટીબહેન ?

મોટીવહુએ એક વાર અંદરદષ્ટિપાત કરીને સખત અવાજે કહ્યું—તમને શોકભર્યાં માણસોને તો કદાચ ભૂખતરસ ન લાગે: પણ ઘરના બધા માણસો ભૂખ્યાં નથી રહી શકતાં. જરા ઓરડાની બહાર નીકળીને જુઓ કે દિવસ કેટલો માથે આવ્યો છે !

દુર્ગાદેવી ઝડપથી ગભરાઇને ઓરડાની બહાર આવી. દિવસ વધારે માથે આવેલો જોઇને લજ્જિત બનીને છોકરીને નામે કંઈ ઉત્તર આપવા જતી હતી, ત્યાં જ સ્વર્ણમંજરીએ તીખા સ્વરે કહ્યું—રસોઇ પૂરી કરીને તમે તમારી મેળે નિરાંતે દીકરીને સમઝાવો ને પટાવો. હું એક શબ્દે ય મોઢેથી નથી બોલવાની. પણ આમ તો મારાં બાળબચ્ચાં ભૂખે વલવલીને મરી જાય. ના ભાઇ, આવી રીત મારાથી નહિ સહન થાય; હા, હું તો સાફ કહું છું વળી.

આટલું કહીને નિઃસંતાન મોટીવહુ નાની દેરાણીના બાળકો ઉપર માતૃસ્નેહની પરાકાષ્ટા બતાવીને ઉત્તરની વાટ જોયા વિના જ ચાલી ગઈ.

અનાથનાથના ઘરમાં રહેવા જતાંવેંત તે જ દિવસથી દુર્ગાને આખા ઘરની રસોઈનું કામ માથે લેવું પડ્યું હતું. આથી મોટીવહુ અને નાનીવહુ બન્નેને નિરાંતે વખત મળતો. મોટી

વહુ આખા ફળિયામાં ઘેર ઘેર ફરીને ઘરમાં બહુ ખર્ચ થાય છે, કહીને ઘરના દુઃખની દાંડી પીટતી અને નાની વહુ નિરાંતે સૂતી સૂતી નવલકથાઓ વાંચીને સરખી બહેનપણીઓ સાથે ગપ્પાં મારીને વખત વીતાવતી.

અનાથબાબુ કલકત્તામાં નોકરી કરતા હતા. રોજ કચેરીમાં જવાનું હોવાથી રોજ સવારે આઠ વાગે ઘેરથી નીકળી જતા. વહેલી સવારે ઊઠીને વખતસર એમને માટે રસોઈ તૈયાર કરવી એ ઘરમાં રોજનું એક ઘોર અશાંતિનું કાર્ય હતું. આ જ કાર્યને માટે મોટીવહુ અને નાનીવહુની વચ્ચે રોજ ચકમક ઝરતી અને બન્નેને મન દુઃખ રહ્યા જ કરતું. પણ જ્યારથી દુર્ગાદેવી ઘરમાં આવી અને એને માથે રસોઇનો ભાર નંખાયો ત્યારથી આ કંકાસમાંથી છૂટીને ઘણા સમય પછી બન્ને વહુઓમાં પાછું સંપીલું વાતાવરણ જામવા માંડયું હતું. પરંતુ આજે સવારે એ પ્રીતિબંધન ફરીથી એક વાર તૂટી પડવાનો ઉપક્રમ બની ગયો. કારણ એ બન્યું કે સાત વાગ્યા નહોતા ત્યાં દાસીએ આવીને તરત જ નાનીવહૂને ખબર આપી કે ચૂલામાં કોલસા બળી ગયા છે અને હવે હોલવાવાની તૈયારી છે, માટે તરત રસોઇ ચઢાવી દેવાની જરૂર છે.

નાનીવહુએ ખીજાઇને પૂછ્યું—તે દુર્ગાદેવી શું કરે છે? સાત વાગ્યા તોય હજી પથારીમાં ઘોરે છે?

દાસીએ કહ્યું—ના, એ તો માદીકરી સવારથી ઊઠીને એમનાં પોટલાં તૈયાર કરે છે. આઠ વાગ્યાની ગાડીએ એ સૌ હરિપાલપુર જવાનાં છે.

નાની વહુને ગઈ કાલની વાત યાદ આવી. પણ એણે ખીજાયલે ચહેરે જ કહ્યું—જવું એ કંઇ મશ્કરી નથી કે જવાનો

વિચાર કર્યો ને આ ચાલ્યાં. બાબુજીની આજ્ઞા લીધી? મોટી-બહેનને પૂછ્યું?

દાસીએ કહ્યું—બાબુજીની વાત તો હું નથી જાણતી નાનીબહેન, પણ મોટીબહેને તો પોતે જઇને જ એ લોકોને કહ્યું કે તમે આજે જ ચાલ્યાં જજો.

તો તો મોટીબહેનને જ જઇને કહે કે બાબુજીને સાડા આઠ વાગે જમાડે, હું ના જાણું.—કહીને નાનીવહુ ગુસ્સાની મારી ચીઢાઇને હાથમાં રાખોડી લઈ, ખભા પર ટુવાલ નાંખીને ઘરની પાછળના તળાવમાં નહાવાને ચાલતી થઇ.

મોટીબહેન ઘરમાં હોય ત્યારે કહું ને! એ તો ગંગાજી નહાવા ગયાં છે.—આટલું બોલીને દાસી પણ પોતાને કામે ચાલી ગઈ.

નાનીવહુને નહાઇને તરત પાછું ફરવું પડયું. કારણ કે કચેરીના સાહેબ કંઈ એના ક્રોધની કદર નહિ કરે. બે જ ઉપાય હતા. એક તો જે તૈયાર થઇ શકે તે સ્વામી આગળ વખતસર મૂકી દેવું અથવા વખત થાય એટલે પતિદેવે ભૂખ્યા જ કચેરીમાં પધારવું. નાનીવહુએ પાછા ફરીને દુર્ગાદેવીના ઓરડાના બારણા આગળ ઊભા રહીને તીખા સ્વરે કહ્યું—જવું હતું તેની કોણે ના પાડી હતી? પણ આવી દુષ્ટતા કર્યા વિના નહોતું જવાતું?

આ અકસ્માત આક્રમણ જોઇને દુર્ગાદેવી સમસમી રહી.

નાનીવહુએ કહ્યું—અમને ખબર નહોતી કે તમે સવારે જ ચાલ્યા જવાનાં છો. મોટીબહેન ગંગા નહાવા ગયાં અને હું હજી હમણાં ઊઠી છું. હવે બાબુજીને વખતસર રાંધીને કોણ મૂકશે?

"નાની માસી કેમ છો?"

નાનીવહુએ પાછળ ફરીને અતુલને જોતાં જ કહ્યું— અતુલ, તું અકસ્માત ક્યાંથી ?

અતુલ કલકત્તામાં એક બોર્ડીંગમાં રહેતો હતો. એ તો દુર્ગાદેવીનો પત્ર જોઇને એકદમ અહીં આવ્યો હતો. હજી પોતાને ઘેર પણ નહોતો ગયો.

અતુલે કહ્યું—સવારે દુર્ગામાસી હરિપાલપુરની ગંગાયાત્રા* કરવાનાં છે એટલે હું તો અંતિમ મુલાકાત લેવાની ઇચ્છાથી આવ્યો. હરિપાલપુર એટલે મેલેરીઆનું ઘર ! દુર્ગામાસી, તમને આ શ્રાવણ મહિનામાં તે કોણે હરિપાલપુર જવાની બુદ્ધિ સૂઝાડી? ઓહો ! આ તો ગાંસડાંપોટલાં ય બંધાઇ ગયાં છે.

નાનીવહુએ પૂછ્યું—અતુલ તને આ ખબર કોણે આપી ?

"મને ?" કહીને અતુલે પોતાનો ઉત્તર સમાપ્ત કર્યો.

અકસ્માત આંગણામાંથી ગંગાસ્નાન કરીને પાછી ફરેલી સ્વર્ણમંજરીનો સ્વર શબ્દવેધી બાણની જેમ આવીને સૌના કાનમાં પેસી ગયો. ગંગાસ્નાન કરીને આવતાં જેવો એણે ઘરમાં પગ મૂક્યો કે દાસીએ ચૂલામાં કોલસા ઠરી જવાની ખબર આપી. બસ, દુર્ગાદેવીના વૈધવ્યના યથાર્થ કારણની મુક્તકંઠે ઘોષણા કરતી એ અંદર આવી. એનો સારાંશ હતો કે "એ તો પાપ અને અધર્મનો પૂરો ઘડો ભરાયા વિના ભગવાન આમ કોઇનું સર્વનાશ નથી કરતો." સીધી જ ઓરડામાં આવીને મોટીવહુએ ગર્જના કરી—તમારી ઇચ્છા તો એવી જ ને દુર્ગાવહુ, કે અપ-

---

* ગંગાયાત્રા વિષે બંગાળીઓમાં એવી રીત છે કે જ્યારે કોઈનું મૃત્યુ અનિવાર્ય સમજાય ત્યારે અંતિમ ક્રિયા માટે ગંગા લઇ જવામાં આવે છે. આને ગંગાયાત્રા કહેવામાં આવે છે.

વાસ કરીને ભૂખે પેટ અનાથ કચેરીમાં જાય અને સાંજે પિત્ત ચઢાવીને તાવ લઇને પાછો ફરે, એમ ને? એટલે જેમ તમારૂં કરમ ફૂટયું એમ બીજાનુંય સત્યાનાશ જાય!

દુર્ગા મનમાં ને મનમાં કંપી ઉઠી. ધીરેથી એણે કહ્યું—જેનું કરમ ફૂટયું છે તે તો પોતાના ખરાબમાં ખરાબ શત્રુને માટે પણ એવી કામના કદી નહિ કરે, બહેન! મેં તમારૂં શું બગાડયું છે તે રોજ ઊઠીને મને આવી કડવી વાતો સંભળાવો છો?

સ્વર્ણે હાથ હલાવીને અને મોઢું બગાડીને કહ્યું—વાહ રે! મારી નાદાન વહુ! તું તો જાણે કશું જાણતી જ નથી તે પાછું મારે બતાવવાનું? સાડાસાત તો વાગી ગયા. કચેરીમાં જવાનો વખત થશે તે રસોઈ કોણ કરવાનું છે?

અતુલ હજી સુધી સન્નાટામાં આવીને ઊભો ઊભો બધું સાંભળતો હતો. એ પોતાની મોટીમાસીને બરાબર ઓળખતો હતો. એટલે એની સાથે વાતચીત પણ કવચિત જ કરતો. પણ આ વખતે એનાથી વધારે સહન ન થયું. એટલે મોટીમાસીના પ્રશ્નનો ઉત્તર આપતાં એનાથી બોલાઈ જવાયું—તમને સાચું કહેવાથી ખોટું લાગશે, મોટીમાસી! અને એ તો તમેય જાણો છો અને આખા ફળિયાના લોકોય જાણે છે કે કરમ ફૂટી ગયા વિના તો આપણા આપેલા રોટલાથી પેટ ભરવા કોઇ નથી આવતું. આજે જવાને દિવસે આ અભાગી માદીકરીને માફ કરવાથી તમારૂં મોટું નુકસાન નહોતું થવાનું.

એકાએક અતુલના મર્મભેદી કટાક્ષથી બન્ને દેરાણીજેઠાણીને ખૂબ આશ્ચર્ય થયું. પળ વાર તો કોઇનાય મુખમાંથી શબ્દ પણ ન નીકળ્યો. પછી સ્વર્ણમંજરી જ પહેલાં બોલી—કલકત્તાથી તું અહીં અમારી સાથે લડવા આવ્યો છે, અતુલ?

નાનીવહુએ વ્યંગથી કહ્યું—મોટીબહેન, એ શા માટે લડાઇ કરવા આવે ? એ તો એની દુર્ગામાસીને આપણે હરિપાલપુર ગંગાયાત્રા કરવા મોકલીએ છીએ તે અંતિમ મુલાકાત લેવા આવ્યો છે !

મોટીવહુએ કહ્યું—એમ !

નાનીવહુ બોલી—એમ જ છે મોટીબહેન. હું ક્યારની એજ વિચાર કરૂં છું કે હજી ઘરના લોકોને તો આ લોકોના જવાની જાણ પણ નથી થઇ ત્યાં મારી બહેનનો છોકરો કલકત્તેથી તે શી રીતે દોડી આવ્યો ? ત્યારે તો હું કહું છું કે લોકો કંઇ જૂઠું નથી કહેતા.

સ્વર્ણમંજરીએ ગુસ્સો કરીને, ચીઢાઇને હાથમોંના ચાળા કરીને ચેડાં કાઢવા માંડયાં. એજ અભિનય ચાલુ રાખીને બોલી—ભાઈ, તને જો બહુ જ દર્દ થતું હોય તો તારી સાસુને ગંગાયાત્રાને બદલે તારે ઘેર જ લઈ જા. જોઇને ગામના લોક વાહવાહ કરશે.

સ્વર્ણના દ્વેષની બળતરામાં અતુલનો મિજાજ પણ હાથથી ગયો. એનાથી પણ બોલાઈ ગયું—સારૂં થયું માસી, તમે ઘરના માણસ છો એટલે આ વાત બે દિવસ પહેલાં જ જાણી લીધી એ પણ ઠીક થયું. એ જો મારે ઘેર આવશે તો એમના પગલાં મારે માથે છે. એને માટે તમારા ગામના લોક વાહ વાહ કરશે કે છી છી કરશે એની મને જરાય પરવા નથી.

ક્રોધના આવેશમાં અતુલે વાત કહી તો નાંખી પણ એ તો ચુંભી રહ્યો અને આ વાત સાંભળીને બન્ને માસીઓ પણ આશ્ચર્યની મારી સ્તબ્ધ બની ગઇ. જાણે કોઇ પ્રચંડ વંટોળીઆએ આવીને વચ્ચેના પડદા—આંતરા તોડીને સૌને વિશાળ

મેદાનમાં લાવીને ઊભાં કરી દીધાં હોય એવી અવસ્થા સૌની બની રહી. હવે કોઇનાથી કોઇને કશું જ સંતાડવાનું નહોતું.

અતુલ ગુપચુપ ત્યાંથી ચાલ્યો ગયો. જદુ ગાડીવાળાએ બળદગાડી લાવીને આંગણામાં ખડી કરી દીધી અને અંદર આવીને કહ્યું—માતાજી, ગાડી આવી છે. શું સામાન મૂકવાનો છે તે બતાવો. હમણાંથી નીકળ્યા વિના સ્ટેશને ગાડી હાથ નહિ આવે.

આજ્ઞા થતાં જ ગાડીવાળો અંદર આવીને બતાવેલા ટ્રંક અને બીસ્તરા ઉપાડીને ચાલ્યો ગયો. નાનીવહુ અને મોટીવહુ પણ ઝડપથી બીજે ઘેર ચાલી ગઇ. દુર્ગાદેવીએ દુર્ગાભગવતીનું નામ દઇને બારણે તાળું માર્યું અને છોકરીનો હાથ પકડીને ગુપચુપ ગાડીમાં બેસી ગઇ. છોકરી બિચારી બેહોશની જેમ માતાની ગોદમાં મોઢું સંતાડીને સમસમી રહી.



# ૪

અગીઆર વર્ષે દુર્ગાદેવી હરિપાલપુરમાં પોતાના બાપને ઘેર આવી. એ ગામમાં પહોંચી તે વખતે શરદ ઋતુની સંધ્યા એક વિચિત્ર જાતના અમંગલ વાતાવરણનો ઘેરો ઘાલીને આખા ગામ ઉપર વિસ્તરતી હતી. ગામમાં પેસતાંજ આ જોઇને દુર્ગાદેવીનું કલેજું ધડકી ઊઠયું. ઘરમાં મા કે બાપ કોઇ હયાત નહોતું. માત્ર મોટા ભાઇ શંભુ ચેટરજી મોજુદ હતા. એમને એકાંતરીઓ તાવ આવતો હતો. આજે તાવની વારી હતી. એટલે સૂર્યાસ્ત થતાં જ તાવને આવકાર દેવાની તૈયારી કરવા એ બિછાના પર બેઠા હતા. દુર્ગાના આવવાની ખબર મળતાં જ એ પુરાણી કાનટોપીથી કાન ઢાંકીને અને પાવડીઓ ખડખડાવતા બહાર આવ્યા. બહેનને ઓળખીને બોલ્યા—કોણ, દુર્ગા આવી છે ? આવ, અંદર આવ.

દુર્ગાએ રડતાં રડતાં આગળ આવીને મોટાભાઇના ચરણોમાં પ્રણામ કર્યા.

જ્ઞાનદાએ પ્રણામ કર્યા ત્યાંજ મોટાભાઇ બોલી ઊઠયા—આ તો તારી દીકરી ને ? એનાં લગ્ન કયાં કર્યાં ?

દુર્ગાએ કુંઠિત સ્વરે કહ્યું—ભાઈ, લગ્ન તો હજી નથી કર્યાં, પણ ગમે ત્યાં હવે કરવાં જ પડશે.

શંભુ—હેં ! હજી લગ્ન નથી કર્યાં ? આટલી મોટી ઉંમરે પહોંચેલી છોકરીનાં હજી લગ્ન નથી કર્યાં ? દુર્ગા, આ તો બહુ ઉંમર કહેવાય !

ઘણા દિવસથી ભાઇબહેન મળ્યાં નહોતાં. લાંબા વિયોગને કારણે ભાઇને બહેન તરફ જે સહાનુભૂતિ થઇ હતી તે ક્ષણ વારમાં ઓસરી ગઇ. ભાઇનો અનુકંપાભર્યો કરુણ સ્વર પળવારમાં કઠોર થઇ ગયો. લુખા સ્વરે ભાઇએ કહેવાનું શરૂ કર્યું— આ તો મોટી ચિંતાની વાત કહેવાય. અહીંના લોકો હવે જંપે તો સારૂં. જો દુર્ગા, એને દેવમંદિર અને રસોડામાં ન જવા દઈશ. તું આપણા સમાજની સખતાઇના હાલ જાણે છે. ખાસ કરીને આ હરિપાલપુરના જેવા પાજી માણસો તો બીજે ક્યાંય નહિ હોય. ઠીક, પણ તું અંદર તો આવ. આ છોકરીને એના કાકાની પાસે થોડા દિવસ મૂકીને આવત તો બે દિવસ અહીં સુખથી તારાથી રહી પણ શકાત. અને અહીં એ રીતે રહેવાથી તો......તું તો બધું સમજે છે દુર્ગા. ખેર, જા હાથપગ તો ધો. અરે, ક્યાં ગઈ, સાંભળો છે ?

આમ પોતાની પત્નીની શોધ કરતાં શંભુ ચેટરજી પાવડીઓ ખડખડાવતા પાછા ઘરમાં ગયા. દુર્ગા અને એની પુત્રી જ્ઞાનદાએ જે મન મારીને એમની પાછળ ઘરમાં પ્રવેશ કર્યો એ દશા તો એમનો ભગવાન જ જાણે.

શંભુની પ્રથમ સ્ત્રી મૃત્યુ પામી હતી એટલે એમનું આ બીજું લગ્ન હતું. પહેલી ભાભીને તો દુર્ગાએ દીઠી હતી, પણ આ બીજી ભાભીને એ નહોતી ઓળખતી. શંભુ ચેટરજીની આ

પત્ની જેટલી શ્યામ તેટલી જ રોગીષ્ટ, નબળી અને લાંબી હતી. મેલેરીઆના આઘાતો સહન કરી કરીને એનું શરીર બળેલા લાકડા જેવું કાળું થઇ ગયું હતું. ત્રણ દિવસના છાણનો આંગણામાં ઢગલો પડયો હતો. હમણાં જ હજી સવારનું વાસીદું વાળીને હાથપગ ધોઇને એ દીવાબત્તીની તૈયારી કરતી હતી; સ્વામીની બૂમ સાંભળી અને પાસે આવતાં મહેમાનોને જોતાં જ એ જડ પૂતળીની જેમ ઊભી રહી. શંભુને તાવ ચઢવા માંડયો હતો, એટલે અતિથીઓની સંભાળ પત્નીને સોંપીને અને બહેન ભાણેજની ઓળખાણ આપીને એ તો પાછા પોતાની કોટડીમાં ચાલ્યા ગયા.

દુર્ગાની ભાભીનું નામ ભામિની હતું. મેદનીપુર જીલ્લાની છોકરી હતી. એટલે ત્યાંના લોકોના સ્વભાવ પ્રમાણે વાતચીત જરા અકડાઇને જ કરતી. ભાભી હસીને નણંદનો હાથ પકડીને રસોડાની પરસાળમાં લઈ ગઇ અને ત્યાં એક આસન પાથરી આપ્યું. ભાભીનું હસવું અને વાતચીતની નિરાળી રીતભાત જોઇને દુર્ગા તો સૂકાઈ જ ગઇ. આવતી વખતે દુર્ગા એક નાની માટલી ભરીને રસગુલ્લાં લાવી હતી. એ માટલી નીચે મૂકતાં જ બાળકોના એક નાનાશા લશ્કરે કોણ જાણે ક્યાંથી આવીને અકસ્માત છાપો મારી એ માટલીનો કબજો લઇ લીધો. કોઈ રડતું હતું ને કોઇ ચીઢાતું હતું, કોઇ બીજાને હડસેલા મારતું અને કોઇ થાપડનો ઉપયોગ કરતું. થોડી વારમાં તો કકલાણ મચી ગયું. શોરબકોરથી કાન થાકી ગયા. છોકરાંની માતા એકને અડધો અને બીજાને ટુકડો, વળી બીજાઓને એક એક આપીને સીલની ઝડપે સૌને દૂર ખસેડીને માટલી લઈ આવી. સુવાના ઓરડામાં શિકા ઉપર આ માટલીને એણે વિશ્રામ આપ્યો.

બાળકોને જેટલું મળ્યું તેટલું તેઓ એક જ કોળિયામાં અમૃતની જેમ પેટમાં ઉતારી ગયાં અને હાથે ઉતરેલા રેલા ચાટતાં ચાલ્યાં ગયાં.

દુર્ગાને અહીંના રીતરિવાજની થોડી ઘણી ખબર હતી. પણ જ્ઞાનદાએ આઠદસ વરસના છોકરાઓને બીલકુલ નાગા ફરતા જોઇને શરમથી મોઢું પાડી દીધું. છોકરીઓની પણ લગભગ એવી જ દશા હતી. જ્ઞાનદા જે ગામમાં રહેતી હતી એ પણ કંઇ શહેર નહોતું, પરંતુ ત્યાંના રસ્તાય સારા અને સડકો પણ પાકી હતી. અહીંની જેમ આંબા અને વાંસનાં ઝાડો ગામને ઘેરો ઘાલીને ગમે તેમ ઊભાં નહોતાં. અહીંની જેમ ચારે તરફથી છાણમુતરની બદબો શ્વાસ નથી લેવા દેતી એવું નથી.

હજી પૂરૂં અંધારૂં તો થયું નહોતું ત્યાં એક શિયાળ આવીને આંગણામાં ઊભું રહ્યું. મોટો છોકરો મારવા દોડયો એટલે બીચારૂં પલાયન કરી ગયું. ચારે તરફ તમરાં અને વાગોળોએ એક-સરખી ચીસો પાડવા માંડી. ભીતને અડકેલી એક ઝાડની સૂકી ડાળીએ અચાનક એક ભયંકર અવાજ થયો તે સાંભળીને જ્ઞાનદાએ ધીરેથી માને પૂછ્યું—આ, આ અવાજ શાનો છે ?

આ પ્રશ્ન મામીએ પણ સાંભળી લીધો એટલે એણે જ ઉત્તર આપ્યો—બેટા, એ તો તકખપનો અવાજ છે.

જ્ઞાનદા કંપી ઊઠી. એણે પૂછ્યું—તકખપ કોણ ? તક્ષક નાગ તો નહિ ?

મામીએ કહ્યું—હા. બેટા એજ. પેલા કોઇ રાજાને કરડયો હતો તેજ. અહીં તો દરેક ઝાડમાં ભરાઈ રહે છે.

ઉત્તર સાંભળીને જ્ઞાનદાએ એક વાર પોતાની માતાના મુખ

જાણી જોયું. પહેલાં જ એને એમ થતું હતું કે પેટ ભરીને રડે, અને આવી વાત સાંભળીને એ તો બિચારી માતાની ગોદમાં લપાઈને ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડી. રડતાં રડતાં જ અસ્પષ્ટ સ્વરે કહેતી ગઈ—મા અહીંથી ચાલો, ચાલ્યા જઈએ. અહીં તો મારાથી પળ વાર જીવતું નહિ રહેવાય.

આ સાંભળીને મામીને ખૂબ આશ્ચર્ય થયું. એણે કહેવા માંડયું—એમાં ડરવાનું શું છે? એ તો બધા દેવ છે. કોઈ દિવસ એ તો કોઈને રંજાડતા નથી. અને અહીં સાપ કરડવાથી માણસો કંઈ મરી જતા જ નથી. ભય તો જે કંઈ છે તે આ રાંડ મેલેરીઆનો છે. એક વખત જેને પકડે છે તે તેને મુડદું બનાવીને જ મૂકે છે. આ સાલ વીસ દિવસથી એ રાંડ તારા મામાની પાછળ પડી છે. શરીરમાંથી રોજ ને રોજ લોહી નીચોવાતું જાય છે. જો થોડા દિવસ આમ ને આમ ચાલશે તો આ ગામમાં કોઈ કોઈને પાણી પીવડાવનાર નહિ રહે.

જ્ઞાનદા નીકળતી વખતની અતુલની વાતો સંભારીને ચૂપચાપ પડી રહી. એ રાત્રે એને જરાય ઉંઘ ન આવી. માની સોડમાંથી થોડી થોડી વારે ઝબકીને જાગી ઊઠતી. એમ ને એમ આખી રાત વીતી ગઈ. સવાર પડયું. નવી જગ્યા અને નવો પ્રકાશ આંખો આગળ હોવા છતાં જ્ઞાનદાને જરાય આનંદ ન થયો. એના અંતરમાં જરાય ઉલ્લાસ ન પ્રકટયો. ઉલ્ટું એના હૃદય પર ભાર વધ્યો.

આટલી મોટી કુંવારી છોકરી જોઈને ગામમાં આડોશીપાડોશી કુતૂહલ અને આશ્ચર્યથી માંહોમાંહે ગુસપુસ કરવા માંડયા. બંગાલમાં છોકરીની સાચી ઉંમર કહેવાનો રિવાજ જ નથી. બધાજ જાણે કે માબાપને બેચાર વર્ષ ઓછી ઉંમરજ લોકોને કહેવી

પડે છે. એટલે દુર્ગાએ જ્યારે કન્યાની ઉંમર તેર વર્ષની કહી, ત્યાં બધાએ પંદર સોળ તો સ્હેજે માની લીધાં. આ ઉપરાંત એક જ સંતાન હોવાને કારણે માબાપે અને ખાસ કરીને માબાપે પોતે ઓછું ખાઈને દીકરીને હાથમાં ને હાથમાં રાખી હતી, એટલે જ્ઞાનદાનું આરોગ્ય પણ સુંદર હતું. અખંડિત આરોગ્યે આ વખત વધારે દુઃખદ ભાગ ભજવ્યો. જ્ઞાનદાની સાચી ઉંમરની વિરૂદ્ધ એનું નિરોગી અને સશક્ત શરીર જ સાક્ષી પૂરવા તૈયાર થયું.

બે દિવસ પણ હજી વીત્યા નહોતા ત્યાં ભાઈએ પ્રસંગ લઈને બહેનને કહ્યું—આ છોકરીને લીધે તો ગામમાં મોઢું દેખાડવું ભારે થઈ પડયું છે. એક સુપાત્ર છોકરો મળ્યો છે, એની સાથે છોકરીના લગ્ન કરી નાંખવા છે ?

દુર્ગાએ કહ્યું—લગ્નની વાતચીત તો નક્કી થઈ ગઈ છે એટલે હવે બીજે ઠેકાણે એવી વાતચીત ન થાય.

શંભુએ કહ્યું—તો તો પછી કંઈ જ હરકત નથી. પણ આવો સુપાત્ર વર સુભાગીને જ મળે છે. ૨૦–૨૫ વીઘાં બહોત્તર જમીન, તળાવ, બાગ અને ધાનથી ભરેલું ઘર. બધું છે, વળી થોડો ભણેલોય છે.

વાત પૂરી થતાં પહેલાં જ દુર્ગા વચમાં બોલી ઊઠી—ભાઈ, હવે કોઈ પણ ઠેકાણે છોકરીનું લગ્ન થઈ શકે એમ નથી. આ વર્ષ પૂરૂં થાય એટલી જ વાર છે. આવતી સાલ તો હું જ્ઞાનુને જરૂર પરણાવી દેવાની છું.

પાછું શંભુએ કહ્યું—પણ મારી સમજણ પ્રમાણે તો આજ આસોમાં છોકરીનું લગ્ન કરી નાંખવું જરૂરનું છે.

પાછો ઉત્તર આપવો નિરર્થક સમજીને "મારે કામ છે"

કહીને દુર્ગાદેવી ત્યાંથી ઊઠી ગઈ. ધીરે ધીરે એ વાત બહાર આવી ગઈ કે મોટાભાઇ કહેતા હતા એ વર બીજો કોઇ નહિ પણ શંભુનાથની હયાત પત્નીનો મોટો ભાઈ જ હતો. એ સાહેબ પહેલી પત્નીના મૃત્યુથી છેલ્લા છ મહિના થયાં બેકારી હાલતમાં આમતેમ નિરાંતે રખડતા હતા. આજ હાલતમાં વધારે વખત એમનું રહેવું લોકોને મુનાસિબ લાગતું નહોતું. ખાસ કરીને ઘરમાં કચ્ચાંબચ્ચાં હોવાને કારણે એક ઉંમર લાયક કન્યા સાથે લગ્ન કરી લેવું અનિવાર્ય હતું.

આજ કારણથી કદાચ દુર્ગાદેવીના વારંવાર અસ્વીકાર છતાં એ સુપાત્ર એક દિવસ પોતાના બનેવીને ઘેર પધાર્યા. આવતાંની સાથે જ એમની નજરે જ્ઞાનદા પડી, અને સાહેબ કન્યાને વણપૂછે પસંદ કરીને જ પાછા ઘેર ગયા. ત્યાર બાદ તો શંભુનાથના સ્નેહનો આગ્રહ બહેનની ઉપર કઠોર અત્યાચાર રૂપે પ્રકટ થવા માંડ્યો. એક દિવસ એમણે બહેનને સ્પષ્ટ સંભળાવી દીધું કે પ્રિયનાથની ગેરહાજરીમાં પોતે જ બહેન અને ભાણેજના સાચા વાલી છે અને આજ આસોમાં એઓ જબરજસ્તીથી પોતાના પસંદ કરેલા સુપાત્રની સાથે કન્યાનું લગ્ન કરી દેશે.

ભાઈની સાથે વાદવિવાદ કરીને દુર્ગાએ અંદર આવીને જ્ઞાનદા પર નજર નાંખી તો એને સ્પષ્ટ લાગ્યું કે છોકરીએ બધી જ વાતો સાંભળી લીધી છે. રડી રડીને જ્ઞાનદાની આંખો લાલચોળ બનીને ફૂલી ગઈ હતી. છોકરીને પોતાની સોડમાં ખેંચીને માતાએ સ્નેહભર્યા વાત્સલ્યથી કહ્યું—બેટા, હું છું ત્યાં સુધી તને શાનો ડર છે?

દુર્ગાએ મુખેથી અભયદાન તો અવશ્ય આપ્યું, પણ ભયને

લીધે એનું પોતાનું હૃદય અંદર ને અંદર કાંપતું હતું. આ જીલ્લામાં જબરજસ્તીથી લગ્ન કરાવી દેવું એ રોજની સાધારણ ઘટના છે એની દુર્ગાને ખબર હતી.

માતાની છાતીમાં મોઢું સંતાડીને છોકરી તો ધ્રૂસકે ધ્રૂસકે રોવા માંડી. માતાએ એના માથા ઉપર હાથ મૂક્યો. તાવની ગરમીથી એનું શરીર સળગતું હતું. માતાએ પોતાના પાલવથી જ્ઞાનદાના આંસુ લૂછતાં કહ્યું—બેટા, તાવ ક્યારથી આવ્યો ?

"કાલ રાતનો"

"મને કહ્યું કેમ નહિ ? આજકાલ અહીં મેલેરીઆનો તો પાર નથી."

છોકરી ચૂપ રહી; કંઈ ઉત્તર ન આપ્યો.

ભાભીની સાથે હજી સુધી દુર્ગાએ સંબંધની ગાઢતા વધારવાનો પ્રયત્ન નહોતો કર્યો. માત્ર ભાભીનો ભયાનક ચહેરો અને એનાથીય વધારે ભયાનક હાસ્ય જોઇને જ એ એનાથી ડરતી નહોતી, પણ એની કર્કશ વાણી પણ દુર્ગાથી સહન થતી નહોતી. ગામડાની સ્ત્રીઓ સ્વભાવથી જ જરા ઉંચે સાદે બોલે છે, પણ દુર્ગાની ભાભીનો અવાજ દૂરથી સાંભળનારને પણ એમ લાગે કે જાણે એ કોઇની સાથે ઝઘડો કરે છે. અને ભાભિની તો જેવી બોલવામાં તેજ હતી તેવીજ લડવામાં પણ પ્રવીણ હતી. પણ તેનો એક ગુણ દુર્ગાએ જાણી લીધો હતો—એ ગળે પડીને કોઇની સાથે લડવાઝઘડવા માગતી નહોતી. એના માર્ગમાં વચ્ચે ન આવનારને એ કશી જ નડતર નહોતી કરતી. એ એના છોકરાંબચ્ચાંની સંભાળ અને ઘરકામમાં મશગૂલ રહેતી.

પહેલાં આવતાંની સાથે જ દુર્ગાની ભાભીને રાંધવામાં

આહાર કરવાની ઇચ્છા હતી, પણ ભાભીએ આ પહેલાં જ કહી દીધું હતું કે દુર્ગાબહેન, ચારપાંચ દિવસ માટે આવ્યાં છો એટલે તમને કંઇ જ કામ કરવા નહિ દઉં. એ પોતે જ પોતાનું દેવ-મંદિર અને રસોડું કોઇને સોંપવા તૈયાર નહોતી.

એટલે દુર્ગાને એ તરફની એક રીતે નિરાંત હતી.

આજે વાર થઈ એટલે ભામિનીએ બારણા આગળ આવીને સ્વાભાવિક બૂમ પાડીને કહ્યું—દુર્ગાબહેન, કેમ આજે કંઈ ખાવા-પીવાની ઇચ્છા નથી? આ રાંધેલું બધું અમારે જ ખાવાનું છે?

દુર્ગાએ માથું ઉંચું કરીને કહ્યું—છોકરીને સખત તાવ ચઢયો છે ભાભી, એટલે તમે પરવારી લો. અમે તો આજે જમી શકીએ એમ નથી.

ભાભીએ કહ્યું—છોકરીને તાવ છે પણ તમે તો જમી લો! તમે શા માટે નથી જમતાં? અને તાવ તો કોને નથી આવતો! ચાલો ઊઠો, જમી લો.

દુર્ગાએ લુખ્ખા અવાજે કહ્યું—ભાભી, તમે નકામો આગ્રહ ન કરશો. શાનુને તાવ છે એટલે મારાથી મોંમાં કોળીઓ નહિ મૂકાય.

“તમારી તો બાઈ, બધી વાતો વિચિત્ર જ હોય છે.” કહીને ભામિની ચાલી ગઇ.

રસોડાના ચોકમાં રહ્યાં રહ્યાં જ ભામિનીએ સલાહ પોકારી કે—તાવ ચઢયો હોય તો વૈદ્યને બોલાવીને ઉકાળાની ગોઠવણ કરો! મેલેરીઆના તાવમાં વળી અપવાસ કોણ કરે? બધા જ ખાય છે, પીએ છે. અમારે ત્યાં ભૂખે મરવાનો પાઠ કોઇને ય આવડતો નથી.

આટલી વણમાગી શિખામણ આપીને એ તો પોતાના કામ-કાજમાં પરોવાઈ ગઈ.

ત્રીજે પહોર ભામિની પોતે જઈને ઉકાળો તૈયાર કરીને લઈ આવી અને જ્ઞાનદાને કહ્યું—લો બેટા, આટલો ઉકાળો પી જાવ તો. પછી ઊઠીને જરા દાળભાત જમી લેજે.

જ્ઞાનદા મામીથી ખૂબ ડરતી હતી. જરાય સામનો કર્યા વિના ઊઠીને એણે કડવો ઉકાળો પીધો ને એ તો સડક જ થઇ ગઇ. ઉકાળો પીને જ્ઞાનુ તો પાછી સૂઈ ગઇ. દુર્ગા એ વખતે ત્યાં નહોતી. ગડબડ સાંભળીને એ જ્ઞાનદા પાસે દોડી આવી અને ત્યાંનું દૃશ્ય જોતાં જ થંભી ગઈ. ભામિની આંગણામાં આવીને ફળિયાવાળાઓને સંભળાવવા લાગી કે—આવી બિમારી છોકરીને લઇને અમારે ગરીબ ઘેર આવવાની શું જરૂર હતી ?

એ દિવસથી જ જ્ઞાનદાની પીડા દિનપરદિન વધવા માંડી. મામીએ તે દિવસે કહ્યું હતું કે: "અહીં ગામડામાં સાપ વગેરે કરડવાથી તો કેટલા માણસો મરે છે ! જે કંઇ મરે છે તે આ રાંડ મેલેરીઆને લીધે જ. એક વાર એના પંજામાં સપડાયલો માણસ નથી બચી શકતો." એ વાત ચરિતાર્થ બનતી ચાલી. થોડા દિવસોમાં તો જ્ઞાનદાથી ખાટલામાંથી ઊઠાતું પણ નહોતું.

તે દિવસે કારતકની સંક્રાન્તિ હતી. દુર્ગાએ કોટડીમાં જઇને જે દૃશ્ય જોયું તેથી એને અત્યંત આશ્ચર્ય થયું. ભામિની જ્ઞાન-દાને ઓશીકે બેસીને તેને માથે હાથ ફેરવતી હતી, એ આશ્ચર્યનું કારણ હતું. એક તો ઘરનું અગત્યનું કામકાજ છોડીને આવા ફાલતુ કામને માટે એને વખત જ નહોતો. અને તેમાંય પરાઈ છોકરીની [illegible] વણમાગી સેવા કરવાનું પોતાની ભાભીનું [illegible] વિરુદ્ધ કાર્ય હતું. એટલે દુર્ગાને પોતાના ભાઇએ

જ્ઞાનદાના લગ્ન વિષે કરેલા દબાણનું સ્મરણ થયું અને ભયના માર્યા એને રોમાંચ થયાં. એને જરાય સંશય ન રહ્યો કે ભાભીની આ લીલા એ ઉદ્દેશની સિદ્ધિનો પ્રયત્ન માત્ર છે. કારણ કે દુર્ગાને પહેલેથી જ જાણ થઈ હતી કે ભામિનીએ જ પોતાના ભાઈ સાથે જ્ઞાનદાનાં લગ્ન કરાવવા માટે પોતાના ઉપર દબાણ કર્યું હતું, અને રોજ એજ એમને વારંવાર આ વિષે ટકોર કર્યા કરતી.

આજે ભામિનીએ સ્વરને જરા ધીરો અને કોમળ બનાવીને કહ્યું—દુર્ગાબહેન, તારકેશ્વરમાં જે મોટા ડૉકટર રહે છે તેમને બોલાવવા મેં તમારા ભાઈને મોકલ્યા છે. તાવ તો રોજ ને રોજ વધતો જાય છે, એ સારૂં ચિહ્ન નથી.

દુર્ગાએ અસ્પષ્ટ સ્વરે જે કંઇ કહ્યું એ સ્પષ્ટ સંભળાયું નહિ. કારણ ડૉક્ટર બોલાવવાના સમાચાર સાંભળીને પણ એના અંતરમાં કશો આનંદ ન થયો.

ભામિની પોતાનું ઘરકામ કરવા ચાલી ગઈ. જ્ઞાનદાએ ઓશીકા નીચેથી એક ચિઠ્ઠી કાઢીને કહ્યું—જવાબ આવી ગયો.

કયાં છે જોઉં!—કહીને માએ તરત જ ચિઠ્ઠી છોકરીના હાથમાંથી લઈ લીધી, પણ તરત જ પોતાના અસહ્ય આગ્રહને દબાવીને એ ચિઠ્ઠીને બન્ને હાથની મુઠ્ઠામાં ચાંપીને ચૂપચાપ બેસી રહી. એક વાર વિચાર્યું કે લાવ વાંચી જોઉં. બીજી વાર વિચાર આવ્યો કે વાંચવી ઠીક નથી. છોકરીએ તો ચિઠ્ઠી આપી પણ માતાથી છોકરીનો પત્ર વંચાય ?

દુર્ગાએ ધીમા સ્વરે પૂછ્યું—અતુલે શું લખ્યું છે, બેટા ?

જ્ઞાનદા કરવટ બદલીને જ સૂતી હતી. એણે ટૂંકાણમાં એટલું જ કહ્યું—અહીં આવવું ઉચિત નહોતું એવું બધું જ લખ્યું છે.

પત્રની આ બે જ વાતો સાંભળીને માતાની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. દુર્ગાએ મનમાં ને મનમાં પુર્વોક્ત વાક્યની પુનરાવૃત્તિ કરીઃ "અહીં આવવું ઉચિત નહોતું એવું બધું જ લખ્યું છે !" દુર્ગાનું હૃદય માતૃભાવથી ભીંજાઈ ગયું. એણે અતુલનું મુખ સંભારીને અસંખ્ય આશીર્વાદ આપી મનમાં જ કહ્યું—કોણ જાણે એ છોકરાની કેટલી મોટી મર્મભેદી વ્યથા આટલા શબ્દોમાં છૂપાઇ છે. જ્ઞાનદાને અહીં તાવ આવ્યો, એટલે જ એણે તે દિવસે કહ્યું હતું કે હું તો એમની ગંગાયાત્રા જોવા કલકત્તાથી આવ્યો છું. સાચું છે. હું ગમે ત્યાં જાઉં અને ગમે તે કરૂં પણ છોકરીને લઇને આ રોગભર્યા ગામડામાં આવવું ઉચિત નહોતું. ગમે તેટલું દુઃખ વેઠીને પણ ત્યાં જ પડી રહેવું ઠીક હતું.

પત્રના કાગળને અપૂર્વ મમતાથી મૂઠીમાં રાખતાં એને કેટલીય સ્મૃતિ તાજી થઈ—સ્વામીની મૃત્યુશય્યા પર અતુલની પ્રતિજ્ઞા, મહાપ્રસાદ આપવાને બહાને બંગડી આપી જવી અને પોતાની સગી માસી સ્વર્ણમંજરીની સાથે લડી પડવું. તે દિવસે એ કલકત્તાથી દોડી આવ્યો એનું રહસ્ય એની માતાએ જાણ્યું છે; પાડપાડોશીઓએ તો તેજ દિવસે જાણ્યું હતું. આનંદ અને ગૌરવથી દુર્ગાનું માતૃહૃદય ભરાઈ ગયું. એણે મનમાં જ કહ્યું—મારે છો રહી કાળી કદરૂપી છોકરી. એ કાળી કદરૂપી છોકરીના ગૌરવ અને સૌભાગ્યને લોકો ય જોઇને છક થઈ જશે. કોયલે કાળી છે અને ભમરો ય કાળો જ છે તો !

દુર્ગાએ છોકરીને પૂછ્યું—હવે કેમ છે, બેટા ?

જ્ઞાનદાએ કહ્યું—હવે તો ઠીક છે, મા.

દુર્ગાએ ફરીથી પૂછ્યું—બેટા, અતુલે મારે માટે કંઇ લખ્યું છે?

જ્ઞાનદા—મા, વાંચી જુઓ ને !

હવે દુર્ગાથી કુતૂહલ ન જીરવી શકાયું. બારી પાસે અજવાળે જઇ પત્ર ઉઘાડીને વાંચવા માંડ્યો. આટલા મોટા કાગળમાં જ પંક્તિઓ લખેલી જોઇને પહેલાં તો એને એમ લાગ્યું કે કરીએ ઉતાવળમાં બીજો જ કાગળ આપી દીધો છે. પરંતુ રત જ સરનામામાં શ્રીચરણેષુ જોઈને મનમાં જ હસીને કહ્યું—હં, ટલે જ છોકરીએ પત્ર વાંચવાનું કહ્યું. આ તો મારા જ નામનો ત્ર છે.

પત્રમાં લખ્યું હતું—મેં તો જતી વખતે કહ્યું હતું કે તો મેલેરીઆનું જન્મસ્થાન છે. જ્ઞાનદાને તાવ આવે છે ભળીને ખૂબ દુઃખ થયું છે. આશા છે, જલદી સારું થઇ જશે. હીં અમે બધા કુશળ છીએ. મારા પ્રણામ સ્વીકારજો.

છોકરીને પૂછવામાં પહેલાં તો દુર્ગા જરા અચકાઇ, પણ તાનો જીવ હતો એટલે પૂછ્યા વિના ન રહેવાયું. પાસે બેસીને કરીના લુખ્ખા વિખરાયલા વાળમાં આંગળીઓ રમાડીને ધીરે રે દુર્ગાએ પૂછ્યું—બેટા, તારા પત્રમાં અતુલે જરૂર દિલગીરી તાવી હશે, નહિ !

જ્ઞાનદાએ અચકાઈને મોઢું ફેરવીને કહ્યું—મારો વળી ત્ર જ ક્યાં છે, મા ! આ એક જ પત્ર આવ્યો છે.

દુર્ગાએ જરા હસીને કહ્યું—બેટા મારે એ પત્ર જોવો નથી, ને તો સાંભળીને જ સુખ થાય છે. એણે પત્રમાં તારી ઉપર સ્સો ઉતાર્યો હશે એ તો હું તરત સમજી ગઈ.

જ્ઞાનદા વચમાં જ બોલી ઊઠી—ના મા, હું સાચું કહું . મારો જુદો પત્ર એમણે લખ્યો જ નથી. આ એક જ પત્ર ખ્યો છે.

જ્ઞાનદા કરવટ બદલીને સૂઈ રહી.

ત્યારે આજ બે ચાર પંક્તિઓ લખી છે ? બીજું કંઈજ નથી ?—કહીને દુર્ગા થોભી ગઇ. માતાની આંગળીઓ જે છોકરીના વાળમાં અનેક પ્રકારની વિચિત્ર ગતિમાં સંચરતી હતી તે પણુ લાકડાની જેમ કઠણ થઇ ગઈ. આમ ને આમ વિના બોલે થોડી વાર બેસી રહીને દુર્ગા ઊઠી ગઈ.

પાછા પહેલાંની જેમ દિવસો વિતવા માંડયા.



૫

માગશરનો ઠંડો પવન સુસવાતો હતો. દુર્ગાની બચપણની એક બહેનપણી પિયેર આવી હતી. આજે બપોરે છોકરીની તબિયત જરા ઠીક જોઇને એ પોતાની સખીને મળવા એને ઘેર ગઈ. રસ્તામાં ટપાલીને બોલાવીને દુર્ગાએ પૂછ્યું—કેમ દાસુ, મારા નામના કંઈ કાગળપત્ર નથી લાવતો ?

દાસુએ હસીને કહ્યું—પત્ર આવતો જ નથી એટલે તમને ક્યાંથી લાવીને આપું, બહેન ?

દુર્ગાએ સંદેહભર્યા સ્વરે પૂછ્યું—મારા અથવા મારી દીકરી જ્ઞાનદાદેવીના નામનો પત્ર જ નથી આવતો ?

દાસુએ કહ્યું—બહેન આવતો હોત તો જરૂર તમને આપી જાત; વહેંચનાર તો હું જ છું ને.

તો પણ દુર્ગાએ ફરીથી કહ્યું—ના પણ, દાસુ તારા થેલાને જરા ફરીથી જો. સંભવ છે કદાચ આજે કાગળ આવ્યો હોય. ત્રણ ત્રણ કાગળો લખ્યાં છતાં જવાબ ન આપે એવો મારો અતુલ નથી.

દાસુએ વૃથા પરિશ્રમ ન કરતાં કહ્યું—ના, બહેન, તમારો પત્ર નથી. આવશે તો હું પહેલાં તમને આપી જઈશ, બસ.

હવે એણે જવા માંડયું. દુર્ગાએ રોકી ને પાછું કહ્યું—પણ દાસુ, એમ તો ન બને કે પત્ર તારી પોષ્ટઓફિસમાં જ પડી રહે ? કારણ પોષ્ટમાસ્તરને અમારા નામની ખબર નથી. કદાચ ટેબલના ખાનાખાનામાં પડી રહ્યો હોય. બાકી મને તો અહીં બધા ઓળખે છે. હું જઈને પોષ્ટમાસ્તરને કહું કે જરા સંભાળપૂર્વક મને ટેબલ વગેરે જોવા દે.

દુર્ગાની વ્યાકુળતા જોઈને દાસુને દયા આવી. એણે કહ્યું—બહેન, તમને જરૂર પોષ્ટમાસ્તર જોવા દેશે, પણ એ બધું નિષ્ફળ થશે. તમારી એવી ઇચ્છા છે તો આજે હું જ પાછો ફરીને બધું ફરી વાર જોઇ જઇશ અને મળશે તો તમને તરત પાછો આપી જઈશ, બસ ?

ઉત્તરની રાહ જોયા વિના ટપાલી ચાલ્યો ગયો.

દુર્ગાદેવીએ આખા જગતના દેવદેવીઓની માનતા માનવાની શરૂઆત કરી—હે દુર્ગામૈયા, હે કાળીમાતા, એક જ પત્ર જો શોધતાં શોધતાં મળે તો......

જ્ઞાનદાની આટલી બિમારી સાંભળીને પણ અતુલ ઉત્તર ન લખે એ શી રીતે મનાય ? એણે અમુક પત્ર લખ્યો હશે પણ વચમાં કયાંક ગુમ થઈ ગએલો. દુર્ગા આવા આવા વિચાર કરતી હતી.

શું મનુષ્યની આશા ! હજારો લાખો સંભવ—અસંભવ જલ્પના—કલ્પનાઓમાં એક વાર પણ દુર્ગાદેવીના ધ્યાનમાં એ વાત ન આવી કે અતુલના મનના ભાવો કદાચ બદલાયા પણ

હોય ! અને કદાચ એમ થયું હોય તો ! એણે એક વાર પણ એવું ન વિચાર્યું કે અતુલની જે કામના અત્યંત ગુપ્ત રૂપે સંપૂર્ણ આવરણમાં નિર્વિવાદ રૂપે પ્રકટી ચૂકી હતી. તેને આવા કસમયે ખુલ્લા પ્રકાશમાં ખેંચી લાવવાથી પલક મારતાં જ સુકાઈ જઈ શકે છે ! એને મનમાં એમ પણ ન થયું કે આ વખતે સેંકડો વિરોધી શક્તિઓ જાગૃત અને સાવધાન બનીને એ ઇચ્છાનું ગળું મરડી શકે છે. માણુસ એવું જ સ્વાર્થાન્ધ પ્રાણી છે !

દુર્ગા પોતાની બ્હેનપણીને ઘેરથી જરા સવેળા ઘેર પાછી ફરી. છોકરીની પથારી પાસે આવતાં એણે પહેલાં એજ પ્રશ્ન પૂછ્યો કે—જ્ઞાનુ, દાસુ કંઇ કાગળપત્ર આપી ગયો ?

છોકરીએ કુંઠિત સ્વરે કહ્યું—ના, મા.

આજે બે મહિના થયાં, ત્રણ ત્રણ પત્રો લખ્યા છતાં એકનો પણ ઉત્તર નથી આવતો. દુર્ગાએ સંશયભર્યા સ્વરે કહ્યું—તું કદાચ સૂતી હોઇશ અને કોઇએ જવાબ નહિ વાળ્યો હોય, એટલે દાસુ પત્ર લઇને પાછો ચાલ્યો ગયો હશે. હું ઘરમાં ન હોઉં ત્યારે બેટા, તું એક પણ દિવસ જાગી ન શકે ?

આટલું કહીને દુર્ગાદેવી મોઢા પર ઉદાસીનતા લાવીને ચાલી ગઇ. જ્ઞાનદા શાંત બેસી રહી. એ બિચારી જરાય સૂતી નહોતી. પણ આ કેફીઅત આપીને માતાને વધારે ઉશ્કેરવી એને ઠીક ન લાગ્યું. માતાની સામે એના એક જ પ્રશ્નનો એક જ ઉત્તર ન આપતાં એ બિચારી લજ્જાના ભારથી દબાઈ જતી હતી.

દુર્ગા તરત જ પાછી આવી. ઓરડાની બહારથી એણે જ્ઞાનુને સવાલ પૂછ્યો—પણ દાસુએ મને તો કહ્યું હતું કે બનતાં સુધી શોધીને એ પત્ર જરૂર આપી જશે.

કોણ જાણે કેમ દુર્ગાને શ્રદ્ધા બેસી ગઈ હતી કે આજે તો અતુલનો પત્ર આવ્યો જ હશે.

છોકરીએ કશો જ જવાબ ન આપ્યો. એ તો એક મેલી પથારીમાં મોઢું સંતાડીને પડી રહી. પરંતુ દુર્ગાને એટલાથી સંતોષ ન થયો એટલે એણે પોતાના ભત્રીજાને પોષ્ટઓફિસમાં મોકલ્યો અને ખબર મંગાવી કે દાસુ પત્ર લઈને નહોતો આવ્યો.

ત્યાર પછી ત્રણ ચાર દિવસ પત્રની આશામાં ને આશામાં ખૂબ વ્યાકુળતામાં પસાર થયા. જ્યારે જુઓ ત્યારે પત્રની વાટ જોતી અને નિરાશા મળતી ત્યારે બેચેન બની જતી. આખરે હતાશ બનીને એણે અતુલની માતાને નામે એક પત્ર લખ્યો. અતુલની માતાનો તરત જવાબ આવ્યો કે અતુલ કલકત્તે આનંદમાં છે, અને એના ભણવાના કામમાં નિરાંતે દિવસો કાઢે છે.

દુર્ગાને એ પત્રમાં ઉપેક્ષાનો સૂર લાગ્યો. આમ ને આમ માગસર વિત્યો અને પોષ પણ ચાલ્યો ગયો, પણ અતુલનો પત્ર ન આવ્યો. માહની અધવચ્ચે જેમતેમ કરીને છોકરીની તબિયત જરા સુધરી ત્યાં માતા બિમાર પડી. આટલી મોટી નિરાશા એનાથી આખરે સહન ન થઈ.

આ સિવાય ભાભી તરફ એના અંતરમાં દ્વેષ જાગતો હતો. ભાભીનો ઉલ્લેખ કરવાની વારી આવતી તો કેટલાંય વિશેષણો વાપરી નાંખતી. જેમ જેમ દિવસો જતા હતા તેમ તેમ એ ધૃણાની માત્રા વધતી જતી હતી, એનું એક બીજું પણ કારણ હતું. એ કારણ તે એ કે જ્ઞાનદાના મીઠા અને મળતાવડા સ્વભાવથી જ ભામિનીએ એ છોકરીને ચાહવાનું શરૂ કર્યું હતું. અને એજ કારણે એ એની સેવાચાકરી પણ કરતી. પણ ભાભીના આ

વાત્સલ્યમાં સ્વાર્થની ગંધ જોઈને દુર્ગા મનમાં ને મનમાં દ્વેષથી સળગી ઊઠતી.

એના શરીરે મોટાં મોટાં કષ્ટ સહન કર્યાં હતાં. એ દુઃખો અને વેદનાઓમાં જ ઉછરી હતી. પણ હવે એનાથી કષ્ટ સહન થાય એમ નહોતું. માહ ઉતરતાં ઉતરતાં તો બિચારી ખાટલાવશ બની ગઇ. છોકરીએ રડતાં રડતાં કહ્યું—મા, હવે અહીં રહેવું ઠીક નથી. ચાલો આપણે ગામ જતા રહીએ. ત્યાં જે થવાનું હશે તે થશે.

દુર્ગા રાજી થઈ ગઈ. આ વખતે અહીંથી જવામાં એના સહમત થવાનું કંઈ ખાસ કારણ નહોતું. માત્ર ભાભીના વાત્સલ્યના ફંદામાંથી છૂટવા એનું મન તલપી રહ્યું હતું.

બહેનના જવાના સમાચાર સાંભળીને શંભુ ચેટરજી એ પ્રસ્થાનના વિરોધી થઇ બેઠા. એ વખતે સવારના સાત આઠ વાગ્યા હશે. શંભુનાથે સંધ્યાતર્પણ વગેરે નિત્યકર્મથી પરવારીને પાવડીઓ ખખડાવતા આવીને બૂમ પાડી—દુર્ગા!

દુર્ગા પરસાળમાં એક થાંભલાને ટેકે મોઢું ધોતી હતી. જ્ઞાનદા માતાને લોટાથી પાણી આપતી હતી. ભાઇનો અવાજ સાંભળીને દુર્ગાએ કહ્યું—શું છે, ભાઈ?

શંભુનાથે કહ્યું—આજે તો તારાથી નહિ જઈ શકાય.

દુર્ગાએ કહ્યું—કેમ, ભાઇ?

શંભુનાથે કહ્યું—કેમ, ભાઈ શું? તારે ખાતર હું કંઇ કોઇને વચન આપીને જૂઠો પડું? મારા સ્વભાવમાં એવી વાત જ નથી.

ભાઇએ શું વચન આપ્યું છે એ ન જાણવા છતાં દુર્ગાનું હૃદય ધડકવા માંડયું. એણે ધીરેથી પૂછ્યું—શાનું વચન આપી ચૂક્યા છો, ભાઈ?

શંભુનાથે કહ્યું—જ્ઞાનદાના લગ્નનું. હવે વધારે દિવસ કંઈ મારાથી છોકરીને કુંવારી રાખી ન શકાય. એટલે જ આપણા નવીનચંદ્રની સાથે આ ફાગણની પાંચમેજ મેં લગ્નની વાત પાકી કરી દીધી છે. એણે છોકરીને ઘરેણાં પણ સારા આપવાનું કહ્યું છે. મેં જોયું કે સંબંધ બધી રીતે યોગ્ય છે, એટલે મેં તો વાત નક્કી કરી નાંખી.

આ વાત સાંભળીને દુર્ગાને માથે વિજળી પડી. રડવા જેવી થઈને એણે કહ્યું—મને પૂછ્યાગાછ્યા વિના તમે શી રીતે વચન આપી દીધું, ભાઈ? હું જીવું છું ત્યાં સુધી આ સંબંધ નહિ થાય.

શંભુનાથે ક્રોધ કરીને કહ્યું—કેમ નહિ થાય ? તારા કહેવાથી ઓછું કંઇ નહિ થાય ? હું છોકરીનો મામો છું અને વાલી છું; એટલે હું કહું તેજ થવાનું. તારે ખાતર હું કંઇ વચન ન પાળું એ ન બને, એની તને ખબર છે ? કોઈના કહેવાથી જ માત્ર હું ઇરાદો બદલી નાંખું એવા બાપનો હું છોકરો નથી, સમજી ?

હવે દુર્ગા સાચે જ રોઈ પડી, અને બોલી—ભાઇ, હું મરી જઈશ તોય છોકરીનું લગ્ન અહીં નથી કરવાની. મારી દીકરીને ખાતર તમારે ચિંતા કરવાની જરૂર નથી.

આટલું કહેતાં કહેતાં તો એનું ગળું રૂંધાઇ ગયું અને પોતાની વાત પણ પૂરી કરી શકી નહિ.

આ રૂદન જોઇને શંભુનાથ વધારે ચિડાઈ ગયા. એમણે મોઢું ભારે કરીને કહ્યું—જો, દુર્ગા, શુભ કાર્ય વખતે રોકકળ ઠીક નથી. જે નથી થવાનું તે મારાથી નથી જ થવાનું......

વાત પૂરી પણ નહોતી થઈ ને ભામિનીએ રંગભૂમિ પર દર્શન દીધાં. બન્ને હાથ છાણથી ખરડાયલા હતા, એટલે વાસીદું વાળતી વાળતી આવી હતી. પરસાળમાં આવીને સ્વામીને લક્ષ્ય

બનાવી તૂટેલી થાળીની જેમ રણકી ઊઠી—સાંભળ્યું. જરા સંભળાવો તો ખરાં કે તમારા શોધેલા સુપાત્રનું નામ શું છે ?

સ્ત્રીના રંગઢંગ જોઇને શંભુનાથ વિચલિત થઇ ગયા. પણ મોઢું ગંભીર રાખીને બોલ્યા—એ ગમે તે હોય, તારે તેમાં શું ?

છાણથી લબદાયલા હાથ પટકાવીને ભામિની કૂદકો મારીને વધારે નિકટ આવી અને આખો મહોલ્લો સાંભળે એવા જોરથી કહેવા માંડયું—મામા થયા છે તે મોટા ! નવીનની સાથે લગ્ન કરવાં છે નહિ ? અને પેલા વ્યાજ સહિત સો રૂપિયા દલાલીમાં વાળી આપવા છે ? એટલે નવીન સુપાત્ર છે, કેમ ? નવીન તમારો તો સાળો પણ મારો તો ભાઇ છે એની તમને ખબર છે ? તાડી પીને અને ગાંજાના દમ મારીને પાંચ છોકરાંની માને આઠમે મહિને પેટમાં લાત મારીને મારી નાંખી, એ લાયક વરને આ બિચારી ગાય જેવી છોકરી પરણાવવી છે, નહિ ? તમને ગળે ફાંસો ખાવા દોરડું કેમ નથી મળતું તે આવા કાળાધોળા કરવા બેઠા છો. ધિક્કાર છે, લ્યાનત છે, તમને !

બહેન અને ભાણેજ આગળ પોતાનો દંભ ઉઘાડો પડી જવાથી શંભુનાથ ક્રોધના વેગને સંભાળી ન શકયા. પગમાંથી પાવડી કાઢીને જોરથી બોલી ઊઠયા—ચુપ રહે હરામખોર !

હવે તો ભામિનીએ પણ મિજાજ ખોઈ દીધો. એણે તો એવું ભયાનક રૂપ બનાવીને બોલવા માંડયું કે એ દૃશ્ય આંખોએ જોયા વિના વર્ણન માત્રથી સમજાય એમ હતું જ નહિ. એણે કહ્યું—જુઓ, હવે ફરીથી આ 'હરામખોર'ની ગાળ મોઢામાંથી કાઢી તો બળતું લાકડું મોઢામાં ન ઘાલું તો હું પાંચુ ઘોષાલની છોકરી નહિ ! એટલે જબરજસ્તીથી તમે છોકરીનું લગ્ન કરી નાંખશો, એમ ને ? તમે એના કોણ થાવ છો તે ? એ બિચારી છોકરીને

લઈને હમણાં બે દિવસથી અહીં આવી છે, એટલામાં તમે એને ધમકાવનારા કોણ ? શાક કાપવાની મારી છરી જોઈ રાખજો. સાળાઅનેવી બન્નેના સાથે નાક ન કાપું તો ભામિની નહિ, એટલું યાદ રાખજો.

આ રણચંડીની મૂર્તિની સામે શંભુ ચેટરજી વેરાઇ ગયા. એમના મુખમાંથી એક અક્ષર પણ ન નીકળ્યો. શાંત રીતે પોતાની ઓરડીમાં ચાલ્યા ગયા.

હવે ભામિનીએ દુર્ગા ભણી ફરીને કહ્યું—દુર્ગાબહેન, એ તો આખા ગામનો ઉતાર છે. તમે આવ્યાં ત્યારથી એ એજ દાડમાદમાં રચ્યોપચ્યો છે કે, શી રીતે આ સોનાની પૂતળીને વાંદરાના હાથમાં સોંપી દઉં, અને પોતાને માથે જે સો રૂપિયાનું દેવું અને એનું વ્યાજ ચઢયું છે તેમાંથી નિરાંતે છૂટકારો મેળવી લઇ જમીન છોડાવી લઉં. અને વળી મુઓ ઉપરથી કહે છે કે હું તો છોકરીનો મામો છું.

પળ વાર શ્વાસ લઈને પાછું ભામિનીએ શરૂ કર્યું—તમને સાંભળીને દુઃખ થશે એટલા ખાતર મેં તમને અત્યાર સુધી કંઇ નહોતું કહ્યું. અને હમણાં પણ નહોતી કહેવાની, પણ આ ઢેડનું મૂળ સ્વરૂપ તમને દેખાડવા ખાતર જ મારે આટલું બોલવું પડયું. તે દિવસે મેં કહ્યું કે બિચારી છોકરી તાવમાં સડસડે છે, જરા ડૉકટરને બોલાવી લાવો; તો મને કહ્યું કે મારી પાસે એટલા પૈસા નથી. બહેન, મારી પાસે પેલી ચાંદીની માળા હતી તે ઘરેણે મૂકીને મેં ડૉકટરને બોલાવ્યો ત્યારે આટલું થયું. તોય એ નિર્લજ્જ કહે છે કે હું છોકરીનો વાલી છું. મુઓ, એનું મોઢું બળે. દુર્ગાબહેન, તમે જરાય ડરશો નહિ. હું બેઠી છું ત્યાં સુધી એ ભંગીઆની મગદૂર છે કે જ્ઞાનુનું નામ લે. હું આજે જ

તમારા જવાની ગોઠવણ કરી આપું છું. તમે નિરાંતે ઘેર જઇને જ્ઞાનુનો યોગ્ય વિવાહ કરજો. છોકરીનું લગ્ન કરીને પછી જ્યારે તમારૂં મન માને ત્યારે જરાય સંકોચ વિના અહીં ચાલ્યાં આવજો.

દુર્ગા થાંભલાને આશરે જેમની તેમ બેસી રહી. એની આંખોમાંથી આંસુઓની ધારા વહી ચાલી.

કંઠને કંઇક ધીરો કરી ભામિનીએ સ્વામીને સંબોધીને કહેવા માંડયું—અનાથ જાણીને બિચારાઓ ઉપર નાહકનો જુલમ શા ખાતર કરો છો, ભાઈ? એમને માથે કંઈ ભગવાન બેઠો છે કે નહિ? હા, હું તો સાચું કહું છું કે જે પોતાને પરમેશ્વરે આપ્યું તેટલું જ પ્રમાણિકતાપૂર્વક ખાવપીઓ. પારકી રકમ લઇને પેટ મોટું કરવાની દાનત કોણ જાણે કયાંથી થાય છે? એવું કરનારનું ભગવાન કદી ભલું નથી કરતો.

એજ દિવસે બપોરે દુર્ગાના જવાની બધી ગોઠવણ થઇ ગઇ.

બળદગાડીમાં બેસતાં પહેલાં દુર્ગાએ સાચોસાચ ભામિનીના પગમાં પડીને એના પગ ખાંસુથી ભીંજવી દીધા. દુર્ગાએ કહ્યું—ભાભી, તમે મોટાં ભાભી છો, એટલે હું આશીર્વાદ તો ન દઇ શકું, પણ એટલું તો કહું છું કે ભગવાન તમને આનો બદલો જરૂર આપશે. મારે ખાતર તમે એકની એક પેલી ચાંદીની માળા પણ વેચી નાંખી!

ભામિનીએ ખુલ્લા દિલે હસતાં હસતાં કહ્યું—એ માળાને મારે શું કરવી હતી, દુર્ગાબહેન? દુર્ગાબહેન, તમે એટલું જ ઇચ્છો કે આ ચાર ચૂડીઓ અને કપાળે કંકુનો ચાંદલો રાખીને સ્વામી, પુત્ર અને ગાય–બ્રાહ્મણની સેવા કરતાં કરતાં મરી જાઉં. લ્યો, હવે બેસી જાવ. બીમારીનું શરીર છે એટલે ઊભા ઊભા થાકી જવાશે. જ્ઞાનુ બેટા, મામીને ત્યાં તને બહુ દુઃખ પડયું,

પણ મામીને યાદ કરીને પાછી આવજે. જરૂર હોં, બેટા !

ભામિનીએ જ્ઞાનદાને છાતી સરસી ચાંપીને જબરજસ્તીથી એના હાથમાં બે રૂપિયા મૂકયા.

ગાડી ચાલ્યા પછી દુર્ગાએ આંસુ લૂછતાં લૂછતાં કહ્યું—ભાભી, જાણ્યેઅજાણ્યે ઘણા અપરાધ કર્યા છે તે માફ કરજો.

ભામિનીનું હાસ્ય શમી ગયું. એની આંખમાંથી પણ જોર કરીને આંસુ સરી પડયાં. આંસુ લૂછીને એણે કહ્યું—બહેન, અપરાધ તો અમારા થયા છે. જ્ઞાનુ બેટા, મામાનામી પર ગુસ્સો ન કરીશ. બેટા, આવતી મોસમમાં મારા જમાઇને લઇને જરૂર આવજે. જોજે ભૂલતી નહિ હોં કે !

આટલું કહીને લાંબે સંભળાય એવો નિ:સાસો નાંખીને ભામિનીએ આંસુ લૂછયા.



## ૬

ખબર આપ્યા વિના જ એકાએક દુર્ગા પોતાને ગામ આવી ગઇ. જ્ઞાનદાનો ચહેરો જોતાં જ એની મોટી કાકી હસી પડી, અને બોલી—અરે ! જ્ઞાનુ બેટા, આ શું ! તારા માથાના વાળ ક્યાં ગયા ? ઓ નાની વહુ, આ જ્ઞાનુ તો જરા જો ! બહેન, મામામામીએ ચામડી પણ બાળીબાળીને કાળી કરી નાંખી !

જ્ઞાનદા માથું નીચું રાખીને છાનીમાની બેસી રહી. નાની કાકી આવી એટલે તરત જ જ્ઞાનદાએ ઊઠીને પ્રણામ કર્યાં.

નાની વહુ જોઇને કંપી ઉઠી અને બોલી—હેં ! આ તારી શું દશા થઇ ગઇ, બેટા !

મોટી કાકીએ જરાય અતિશયોક્તિ વિના કહ્યું—જાણે ચુડેલ જોઇ લો; રાત્રે અંધારામાં મળે તો કોઇ ડરી જ જાય.

આટલું કહીને સ્વર્ણમંજરી હસી પડી. પણ આજે નાની વહુ જેઠાણીને હસવામાં સાથ ન આપી શકી. એ ગમે તેવી હતી, પણ એ બાળકોની માતા તો હતી જ ને ? છોકરીના કંગાલ ચહેરા તરફ જોઇને એનું માતાનું હૃદય જાણે તૂટી ગયું.

પાસે બેસીને એણે જ્ઞાનદાને માથે અને મોઢે હાથ ફેરવ્યો.

જ્ઞાનુને મોઢેથી રોગની વિગતવાર વાતો સાંભળીને એક લાંબો શ્વાસ લઇને એણે કહ્યું—તો બેટા, તું તરત જ કેમ ન ચાલી આવી ? મેં કંઇ તને આવવાની ઓછી મનાઇ કરી હતી ? દુર્ગા બહેન ક્યાં છે ?

જ્ઞાનદાએ કહ્યું—માને તો રસ્તામાં જ તાવ ચઢયો હતો, એટલે એમને ઓરડામાં સૂવાડીને આવી છું.

સ્વર્ણમંજરીએ કહ્યું—એ તો એવી જ દશા થાય. ગમે તેમ પણ હું મોટી જેઠાણી છું ! આમ છણકો કરીને ચાલ્યા જવું ભગવાને સહન ન કરે.

નાની વહુ જ્ઞાનદાનો હાથ પકડીને એની માને જોવા ઊભી થઇ. જેઠાણીની કડવી વાતો આજે એને એટલી બધી અપ્રાસંગિક અને કડવી લાગી કે એનાથી એ સહન જ ન થઇ. એણે ન રહેવાયું એટલે કહ્યું—મોટીબહેન, એત્રણ વર્ષ મધુ-સંક્રાન્તિનું વ્રત કરો તે બીજે જન્મે જરા મીઠી જીભ મળે.

સ્વર્ણમંજરી આ કઠોર મંતવ્ય સાંભળવા માટે તૈયાર નહોતી. એટલે ક્રોધ અને આશ્ચર્યની મારી અવાક્ બની ગઇ, પણ પાછી સ્વભાવ પ્રમાણે ગર્જીને બોલી—નાની વહુ, તેંય ભારે કરી હાં ! આટલા દિવસ પછી દુર્ગા વહુના શોકમાં હમદર્દી દેખાડવાની તારી વૃત્તિ ઉછળી પડી કંઇ ? બાપ રે ! તને પણ અદ્‌ભુત ઢોંગ કરતાં આવડે છે.

નાની વહુએ કંઇ જવાબ ન દીધો. જ્ઞાનદાનો હાથ પકડીને એ બીજા ઘરમાં ચાલી ગઇ. નાની વહુનું આ વર્તન જ્ઞાનદાને માટે નુકસાનકારક નીવડયું. એક તો એની અને એની માતાની તરફ સ્વર્ણમંજરીનો દ્વેષ જાણીતો હતો, તેમાં નાની વહુની આ સહાનુભૂતિએ તો ગજબ કરી દીધો.

હરિપાલપુરમાં તો તાવ ચઢતો ત્યારે દુર્ગા સૂઈ રહેતી અને ઉતરતાં પાછી થોડું કામકાજ કરીને એકાદ વખત રસોઈ પણ બનાવતી. પરંતુ અહીં આવ્યા પછી બીજી જ દશા થઈ ગઈ. પાડપડોશ અને ગામની સ્ત્રીઓએ દિનરાત સહાનુભૂતિનો પ્રવાહ વહેવડાવીને એને બિલકુલ પથારીવશ જ કરી દીધી.

નીલકંઠ મુકરજીની વહુ દુર્ગાને જોવા આવતાં જ જાણે આસમાનથી નીચે પડી ગઈ. કપાળે આંખો ચઢાવીને કહ્યું—આ તેં શું કર્યું, દુર્ગા? હવે દીકરીનું લગ્ન ક્યારે કરીશ? છોકરી તો એટલી બધી ઉંમર લાયક થઇ છે કે એની સામે ય નથી જોવાતું.

દુર્ગાએ થાકેલી આંખોને બંધ કરીને ક્ષીણ સ્વરે કહ્યું—મોટીબા, મને શી ખબર કે ભગવાનની કૃપાદષ્ટિ ક્યારે થશે.

મોટીબાએ કહ્યું—એ તો ખરૂં, પણ બેટા આપણે કોશીશ તો કરવી જોઇએ ને. ભગવાન પોતે આવીને તો કંઇ છોકરીની સામે નથી ઊભો રહેવાનો?

દુર્ગાએ કંઈ ઉત્તર ન આપ્યો.

પળ વાર પ્રતીક્ષા કરીને મોટીબાએ ફરીથી ચલાવ્યું—પિયેરમાં ભાઇએ લગ્ન માટે કંઈ પ્રયત્નો ન કર્યા? અહીં દિયેર કશું બોલે છે કે નહિ?

"ભગવાન જાણે." કહીને દુર્ગા કરવટ બદલીને સૂઈ ગઈ.

એક કલાક પછી આદરિણી આવી. ઓટલા ઉપરથી જ બૂમ પાડીને કહ્યું—દુર્ગાવહુ, અત્યારે કેવી તબીઅત છે?"

જ્ઞાનદા પલંગને એક છેડે બેસીને માતાના પગ દાબતી હતી. તેણે ઉત્તર આપ્યો—હજી તાવ એવો ને એવો જ છે, ફઇબા.

દુર્ગાએ મોઢું ફેરવીને આવનાર ભણી જોઇને કહ્યું—આવો ને બહેન.

નહિ ભાભી, ખૂબ વાર થઇ છે. હવે તો જઇશ. હું તો એમ કહેતી હતી કે હવે છોકરીનાં લગ્ન માટે ઉતાવળ કરીને કંઇ કરી નાંખો. બેસી રહેવામાં સાર નથી. મારાથી આટલું બધું ન કહેવાય, પણ કહ્યા વિના નથી રહેવાતું. પહેલાં તો છોકરી જરા દેખાવડીય લાગતી હતી, પણ આ મેલેરીઆએ તો એને કોયલ જેવી બનાવી દીધી. જ્ઞાનુ, માથાના વાળ તાવમાં જ જતા રહ્યા ?

જ્ઞાનદાએ માત્ર માથુ હલાવ્યું અને નીચું મુખ કરીને બેસી રહી. આદરિણીએ સ્વરને જરા કોમળ કરીને કહ્યું—પેલા ફળિયાવાળા ગોપાલ ભટ્ટાચાર્યય ફરીથી લગ્ન કરવાના છે. એક વાર અનાથનાથને મોકલીને જરા ખબર તો કઢાવ, દુર્ગા ?

"સારૂં, કહીશ." કહીને દુર્ગા એક લાંબો નિસાસો નાંખીને ભીંત ભણી મોઢું કરીને સૂઇ રહી.

આમ ને આમ કેટલાય માણસો હિતોપદેશ સંભળાવી ગયા, પણ જેમની રાહ દુર્ગા પાણીની માફક જોતી હતી, એમાંથી કોઇનાં દર્શન ન થયાં. અતુલ પણ એક વાર ન આવ્યો, અને એની માતાએ પણ મોઢું ન બતાવ્યું.

નાની વહુના અંતરમાં દયા અને મમતાનો અભાવ નહોતો, પણ એની પ્રકૃતિ જરા આળસુ હતી. એ ઉપરાંત એને દિવસો હતા એટલે જ્ઞાનદાને બોલાવી, જ્યારે સ્વર્ણમંજરીએ કહ્યું—જુઓ, રોગનું બહાનું હંમેશા ન ચાલે બેટા. અને તારી મા કદાચ માંદગીને કારણે કંઈ ન કરી શકે પણ તું ય હવે કંઈ નાની

નથી; એટલે તું જ સવારે તારા કાકા માટે કેમ રસોઇ તૈયાર ન કરે ?

ઓરડીમાં સૂતેલી નાની વહુ જેઠાણીના આ ઉપદેશને અન્યાય સમજીને પણ ચુપ રહી. પારકાના દુઃખમાં એ બધાનો અનુભવ જરૂર કરતી હતી, પણુ પોતે થઇને કંઈ પણુ મહેનત-મજૂરી કરી દુઃખીના દુઃખમાં સમભાવ દેખાડવો એ એને માટે અસાધ્ય હતું.

જ્ઞાનદા તરત રાજી થઈ ગઈ. એણે ધીરે અવાજે કહ્યું—હા, કાકી, હું કરી શકીશ.

હજી જ્ઞાનદાને રોજ રાત્રે તાવ આવતો હતો, પણ માતાને દુઃખ થાય એટલા ખાતર એ વાત એણે કોઇને કહી નહોતી. ખોખલા નિર્જીવ દેહને મળસ્કે એ જબરજસ્તીથી પથારીમાંથી ઉઠાડતી. તો પણ એણે કાકીના કહેવા સામે જરાય મોં બગાડયું નહિ, કે હા કહેવામાં આંચકો ખાધો નહિ.

દુઃખી માબાપનું સંતાન હોવા છતાં જ્ઞાનદા પોતાના માબાપની એકની એક છોકરી હતી. એનું લાલનપાલન માતપિતાએ પ્રેમ અને લાડથી કર્યું હતું. પણ બચપણથી જ મોટાઓની આજ્ઞાને માથે ચઢાવીને જરાય સંકોચ વિના એનો અમલ કરવાનો જ્ઞાનદાનો સ્વભાવ થઇ ગયો હતો.

પરંતુ આજે એણે જે જવાબદારી પોતાને માથે લીધી એની મુશ્કેલીઓ કોઇ ભલે ન જાણે પણ નાની વહુ સારી રીતે જાણતી હતી.

મોટી જેઠાણીના આ અત્યંત અનુચિત હુકમને સાંભળીને નાની વહુ મનમાને મનમાં બળી રહી, પણ ઉઘાડે છોગ સામનો કરવાની એની હિંમત ન ચાલી; એને ભય હતો કે પોતે જો કંઈ બોલશે તો એને માથે જ સવારની રસોઈની જવાબદારી પડશે.

બીજે દિવસે વખત થતાં કાકાને નાહીને અંદર આવતાં જોઈને જ્ઞાનદા થાળી પીરસીને એમની આગળ મૂકવા જતી હતી, ત્યાં જ "હાં, હાં" કરીને મોટી કાકી દોડતી આવી પહોંચી. પાસે આવીને બોલી—ક્યાં જાય છે, જ્ઞાનુ ?

જ્ઞાનદાએ સંકોચાઇને કહ્યું—કાકા નાહીને તૈયાર થઈ ગયા છે.

"તેમાં તારે શું ?" કહીને સ્વર્ણમંજરી ચીઢાઇ ગઈ. ચીઢભરી બોલી—મેં તને થાળી લઇ જવાની ના નહોતી કહી ? તારૂં પીરસેલું વળી પુરૂષો ખાય ખરા કે ?"

દુર્ગા ઉઠીને પોતાના ઓરડાની બહાર બેઠી હતી. બૂમો સાંભળીને ડરની મારી એ તરફ તાકીને જોવા લાગી.

નાની વહુએ તરત પોતાના ઓરડામાંથી બહાર આવીને પૂછ્યું—શું છે, મોટી બહેન ? કેમ આટલાં ચીઢાવ છો ?

સ્વર્ણે કોઇના તરફ ધ્યાન ન દેતાં પેલી બિચારી ગાય જેવી છોકરીને સંબોધીને વ્યાખ્યાન આપવા માંડ્યું—પોતાને હાથે થાળી પીરસીને લઇ જવાથી ખુશી થઇને કાકા તને ગોદમાં બેસાડીને ફરવા લઈ જશે, અને કોઈ રાજકુમાર સાથે પરણાવી દેશે, નહિ ? આટલી નાની ઉંમરે ઠીક ઠીક ચાળા શીખી છું.

આટલું કહીને જ્ઞાનુના હાથમાંથી થાળી છીનવી સ્વર્ણ ચાલી ગઈ.

દુર્ગા રોજ ને રોજ હજારો તરેહની જ્વાળાઓની બળી બળીને અસહિષ્ણુ બનતી જતી હતી. આ વખતે છોકરીને નાહકની પજવણી જોઈને રડતાં રડતાં બોલ્યા વિના એનાથી ન રહેવાયું, એટલે જ્ઞાનદા ઉપર જ બધો ગુસ્સો ઠાલવીને બોલી—કાળમુખી, મોટાઓનું કહ્યું માનતી નથી તે તારૂં મોત કેમ નથી આવતું ?

જ્ઞાનદા છાનીમાની રસોડામાં ચાલી ગઈ. એણે એ પણ ન કહ્યું કે આ વસ્તુને માટે કોઈએ એને કશું જ કહ્યું નહોતું.

માથું ઉંચું કરીને પ્રતિવાદ કરવાનો એનો સ્વભાવ જ નહોતો.

આ અત્યાચારનો પ્રતિવાદ કોઈ કરી શકે એમ હોય તો તે નાની વહુ હતી. પણ એ પોતાની કર્કશા જેઠાણીને સારી પેઠે ઓળખતી હતી એટલે જાણી જોઈને જ મૂગી રહી. સ્વર્ણ જેટલી લડાઇખોર હતી, તેટલી જ સ્વમાનના જ્ઞાનથી શૂન્ય હતી. એને મોઢે કોઇ એના હજારો દોષ સાબીત કરી આપે તોય શરમીંદુ થવું એને આવડતું જ નહોતું. આમ કરવાથી એ વધારે નિષ્ઠુર બનીને છોકરી પર અત્યાચાર કરશે એની નાની વહુને બરાબર ગમ હતી. એટલે જ એને છાનામાના જ્ઞાનદાની પાછળ પાછળ રસોડામાં આવીને સ્નેહ અને સહાનુભૂતિપૂર્વક છોકરીને માથે હાથ ફેરવીને કહ્યું—મોટી કાકીનું કહેવું કેમ ન માન્યું, બેટા ?

હજી સુધી જ્ઞાનદા આટલી કઠોર યાતના સહન કરી રહી હતી, પણ આ સ્નેહની સહાનુભૂતિ એને અસહ્ય થઇ પડી. એક વાર આંખ ઉંચી કરીને નાની કાકીની સામે જોતાં જ આંસુભરી એ એને બાઝી પડી અને બોલી—કાકી, મને કોઇએ કશું જ કહ્યું નહોતું. નહિ તો હું એવી ભૂલ કદી ન કરૂં.

જ્ઞાનદા ધ્રૂસ્કે ધ્રૂસ્કે રોઈ પડી.

નાની વહુએ પોતાના પાલવથી જ્ઞાનદાના આંસુ લૂછ્યા પણ એને એ ન સમજાયું કે કયા શબ્દો બોલીને આ દુઃખી છોકરીને આશ્વાસન આપવું.

આમ ને આમ આ અભાગી છોકરીના દિવસો વીતવા માંડયા. ઘરમાં ને બહાર, પોતાના અને પારકા, બધા મળીને એને હેરાન કરતા. આ રોજના અત્યાચાર અને પરેશાનીથી એને બચાવનાર કોઇ જ નહોતું.

૭

હવે તો પકડીને ઉઠાડયા વિના દુર્ગાનું ઉઠવુંબેસવું અશક્ય બની ગયું હતું. અને જ્ઞાનદા વિના એની સેવામાં હાજર રહેનાર બીજું કોઈ નહોતું. એટલે ઘરનાં હજાર કામકાજ કરતાં કરતાં પણ વચ્ચે વચ્ચે જ્ઞાનુ માતાની પથારી આગળ આંટો દઈ જતી.

આજે સવારે પણ જરા અવકાશ મળતાં જ્ઞાનદા આવીને માતા પાસે બેઠી હતી, અને ધીરે ધીરે એની પીઠ પર હાથ ફેરવતી હતી. અકસ્માત એક પરિચિત સ્વર સાંભળીને એનું કાળજું અંદરથી ધડકી ઉઠયું.

હોળીની રજાઓમાં કોલેજ બંધ થઇ હતી, એટલે અતુલ ઘેર આવ્યો હતો. બે ત્રણ સાથીદારોની સાથે રંગગુલાલ રમીને મુઠ્ઠામાં થોડો ગુલાલ ભરીને 'માસી'ની વ્હાલભરી હાંક મારી અતુલ ઘરમાં આવ્યો.

આજકાલ દુર્ગા એક તરેહની ખુમારીમાં અડધી જાગતી અને અડધી બેહોશ ખાટલા પર પડી રહેતી હતી. અતુલનો અવાજ સાંભળીને માતા જાગી ન જાય એ આશંકાથી જ્ઞાનદા આકુળ બની ગઇ. એ જાણતી હતી કે મા પાણીની જેમ મનમાં

ને મનમાં એ માણુસની રાહ જોયા કરે છે. પણ આ દિવસોમાં અને દશામાં પહેલાંનું એનું સ્વાભાવિક ધૈર્ય, ગાંભીર્ય અને સ્વમાન ધીરે ધીરે ઓસરતું જતું હતું. એની બુદ્ધિ અને વિવેક-શક્તિ પણ વેગબંધ વિકૃત બનતી જતી હતી. જે મા કલહનો આભાસ જોઇને પણ શંકિત બની જતી હતી તે હવે કલહ-કોલાહલથી એપરવા રહેતી, એ જ્ઞાનદાએ સ્પષ્ટપણે જોઈ લીધું હતું. એટલે જ્ઞાનદાને મનમાં ભય પેઠો કે કદાચ અતુલની મુલાકાતથી માતાના અંતરમાં અશોભન કલહ જન્મે.

અને શું કરવાથી એ મુશ્કેલી ટળે એ જ વિચારે જ્ઞાનદા વ્યાકુળ બની ગઈ હતી. ધીરે પગે એ બારણા બંધ કરવા જતી હતી, ત્યાં જ માતાએ ક્ષીણ સ્વરે પૂછયું—જ્ઞાનુ, બેટા! અતુલ જેવો અવાજ સંભળાયો ?

જ્ઞાનદા બારણાં બંધ કરીને પાછી આવીને બોલી—કોણ જાણે મા, એ તો નહિ હોય.

દુર્ગાએ કહ્યું—વાહ ! એ જ હશે ! જરા ઉઠીને જો તો ખરી.

જ્ઞાનદાને ખબર હતી કે ચર્ચા કરવાથી એ ક્રોધે ભરાશે. એટલે ધીરે ધીરે જઇને એણે ઝાંકીને બહાર જોવાની ચેષ્ટા કરી, પણ કંઇ જ દેખાયું નહિ. આંગણાને પેલે છેડે બીજા માણસોના સ્વરમાં અતુલનો સ્વર માત્ર એને સંભળાયો.

આટલા જ સમાચાર લઇને એ પાછી ફરી શકતી હતી, પણ એક વાર અતુલનું મુખ જોવાનો લોભ એને ઠેલીને જરા આગળ લઈ ગયો.

એ ચુપચાપ આગળ જઇને એક થાંભલાને ઓથે ઊભી

રહીને જોવા લાગી. એણે જોયું કે એની મોટી માસીના પગ પર મુઠ્ઠીભર ગુલાલ નાંખીને અતુલ હસતો ઉભો છે. ફળિયાના બીજા છોકરાઓએ પણ દેખાદેખી અતુલનું અનુકરણ કર્યું.

નાની વહુ ત્યાં હાજર નહોતી. થોડી પીડા થતી હોવાથી એ પોતાની ઓરડીમાંથી બહાર જ આવી નહોતી. પાછા વળવાની પ્રબળ ઇચ્છા છતાં ભાનભૂલી હાલતમાં જ્ઞાનદા જ્યાંની ત્યાં જ ઉભી રહી. અકસ્માત જાણે વજ્રઘાત થયો હોય એમ જ્ઞાનદાએ પાછળ ફરીને જોયું તો એની દુર્બળ માતા લથડતી આથડતી એ જ તરફ આવતી હતી.

જ્ઞાનદાએ દોડીને બન્ને હાથે માતાને પકડી લીધી અને વ્યાકુળ સ્વરે કહ્યું—મા એ તરફ ન જઇશ, ચાલો પાછા.

દુર્ગાએ લાલ આંખો કરીને પૂછયું—કેમ ?

જ્ઞાનદાએ કહ્યું—'કેમ'નો ઉત્તર હું નથી આપી શકતી. બસ, પણ તું પાછી ચાલ. એમનો હવે આશા નકામી છે.

"પણ અભાગી મને છોડ તો ખરી" કહીને અમાનુષિક બળપૂર્વક દુર્ગા પોતાની દીકરીના બાહુબંધનમાંથી છૂટી થઇ ગઇ. જ્ઞાનદા પુતળીની જેમ જોતી જ રહી અને પછી માતાની પાછળ ગઇ. સૌએ આશ્ચર્યની વચ્ચે જોયું કે જેનામાં એક પગલું ભરવાની શકતી નહોતી તે દુર્ગા આવીને સામે ઉભી છે.

એનું કંગાલ મુખ એ વખતે ભૂખ્યા વાઘ જેવી દૃષ્ટિથી જરા વિચિત્ર લાગતું હતું. એ ભયંકર નેત્રો ભણી એક વાર તાકીને, અતુલે દૃષ્ટિ ભયની મારી પાડી દીધી.

દુર્ગાએ કહ્યું—અતુલ, અમે તારૂં શું બગાડયું હતું કે અમારૂં આમ સર્વનાશ કર્યું ?

અતુલ શું જવાબ આપે ! અપરાધના ભારને લઇને એનું માથું જ ઉંચું ન થયું.

પણ ઉત્તર વાળવાનું કાર્ય અતુલની વતી સ્વર્ણમંજરીએ કર્યું; એનામાં હૃદય નામની કોઈ વસ્તુ તો હતી જ નહિ. એટલે સહજ ભાવે જ શિર ઉઠાવીને બોલી—અતુલે તમારૂં શું સર્વ-નાશ કર્યું ?

દુર્ગાએ કહ્યું—બહેન, તમને એનો જવાબ ન હોય. મેં જેને પૂછ્યું એ જ જાણે છે કે એણે અમારૂં શું સર્વનાશ કર્યું !

સ્વર્ણ બોલી—દુર્ગાવહુ, અમે કંઈ ઘાસ નથી ખાતાં. અમે પણ બધું સમજીએ છીએ. અતુલે કંઈ તમારી દીકરી સાથે લગ્ન કરવાનું કરારનામું લખી આપ્યું હતું, તે આટલા માણ-સોની વચ્ચે એને શરમિંદો બનાવવા દોડી આવ્યાં ? જાઓ, જરા ઓરડામાં પધારો. આજે હોળી જેવા હર્ષ અને રંગના તહેવારને દિવસે મારા ઘરમાં રહીને નાહકનો કંકાસ ન કરાવશો.

“બહેન, હું કંકાસ કરૂં છું ?” કહીને દુર્ગાએ અતુલને સંબોધીને કહેવા માંડયું—અતુલ, તને ખબર નથી કે અમારૂં આ એક વર્ષ કેમ ગયું ! એ તો અમારો ભગવાન જ જાણે છે. પણ જો તારા મનમાં આવું જ હતું તો એમને મરતી વખતે શા ખાતર નકામી આશા આપીને છેતર્યાં ?

હવે સ્વર્ણમંજરીથી ન રહેવાયું, એટલે તાડૂકીને બોલી—જુઓ, દુર્ગાવહુ, મારા છોકરાને વધારે સતાવવામાં તમે સાર નહિ કાઢો. અમે બેઠાં છીએ ત્યાં સુધી એવું વચન આપવાની એની માલીકી નથી.

આટલા બધા માણસોમાં આ પ્રસંગ બનવાથી અતુલને

પોતાનું અપમાન લાગતું હતું. માસીના વચનોનું બળ મેળવીને એણે આખરે કહ્યું—મેં કંઇ પોતે લગ્ન કરવાનું વચન આપ્યું હતું ? જ્ઞાનુ મારા પગ છોડતી નહોતી અને નાહકનો કંકાસ થતો હતો, એટલે એમાંથી ઉગરવા મેં જરા કુશળતાપૂર્વક કામ લીધું, એને તમે વચન શી રીતે માની લીધું ?

સ્વર્ણમંજરી જોરથી ભયાનક રીતે હસી પડી. અને બોલી—બાપરે ! આ લાજ વિનાની છોકરીએ પોતે જાતે તને કહ્યું હતું કે મારી સાથે જ લગ્ન કરી લો ? બાપરે ! આ કળિયુગ નહિ તો બીજું શું ?

અતુલે કહ્યું—જૂઠું કહેતો હોઉં તો આ તમારી છોકરીને જ પૂછી લો. દુર્ગામાસી પણ સાક્ષી પૂરશે, કે જ્ઞાનુ મારા પગમાં માથું પછાડતી હતી કે નહિ ? અને નહિ તો હું કંઈ આવી છોકરી સાથે લગ્ન કરત ? મારે માટે નદીતળાવ આપઘાત કરવા ખુલ્લાં હતાં.

અતુલના સાથીઓ બીજી તરફ મોઢું ફેરવીને હસવા લાગ્યા.

દુર્ગા આ અપમાનથી પાગલ જેવી બની ગઇ. એણે ચીઢાઇને કહ્યું—અરે, ઓ નિષ્ઠુર ! ઓ કૃતઘ્ન ! તને નદી-તળાવ ન જડતાં હોય તો હું બતાવું. તારા જેવાને માટે તો આપઘાત વિના બીજો માર્ગ નથી. જે છોકરીનું તેં આટલા બધા માણસો વચ્ચે આટલું કરૂણ અપમાન કર્યું, એ જ છોકરીએ તને યમરાજના હાથમાંથી છીનવી લઇને જીવતનદાન આપ્યું છે, એ બધું આજે તને શી રીતે સાંભરે ?

દુર્ગાનો ચિત્કાર સાંભળીને પોતાનું દુઃખ ભૂલીને નાની વહુ બહાર દોડી આવી. એણે જોયું તો સ્વર્ણમંજરી ઉછળીને કહેતી હતી—ઓ અભાગણી, તને શરમ નથી આવતી આટલું બોલતાં !

નીકળ, મારા ઘરમાંથી. હમણાં જ તારું કાળું કર.

જ્ઞાનદા ઊભી હતી; પણ એક જડ પત્થરની મૂર્તિની જેમ થંભી ગઈ હતી. લજ્જા, ઘૃણા, અભિમાન ને અપમાન કંઇ પણ એના હૃદયને સ્પર્શ કરી શકે એમ નહોતું. આ બધા ભાવોથી પર થઇને એ તો ચુપચુપ જડમૂર્તિની જેમ તાકતી ઊભી જ રહી હતી.

આ થંભેલી છોકરી તરફ ભયથી જોઇને એને હલાવીને નાની વહુએ કહ્યું—જ્ઞાનદા !

નાની વહુએ પોતાની ઓરડીમાંથી જ બધું સાંભળ્યું હતું.

નાની વહુએ કહ્યું—બેટા, તારી માતાને ઘરમાં લઈ જા.

ચાલો મા—કહીને જ્ઞાનદા દુર્ગાને અંદર લઇ ગઈ.

સ્વર્ણ બોલી—નાની વહુ ! જોઈ આ હિંમત ?

અતુલે ખોટું હસતા કહ્યું—નાની માસી, સાંભળ્યું બધું ?

સ્વર્ણમંજરીએ ફુટેલી કાંસાની થાળીની જેમ હલકભર્યા અવાજે કહ્યું—ચણોઠી જેટલી છોકરીની આવી લીલા ! કળિયુગ નહિ તો બીજું શું ?

નાની વહુએ જરા હસીને કહ્યું—ઘોર કળિયુગથી જ આપણું રક્ષણ છે, મોટી બહેન ! બીજો કોઇ યુગ હોત આ પ્રસંગથી ધરતીમાતા લજ્જાની મારી ફાટી જાત, અતુલ !

આટલું કહીને એ પોતાની ઓરડીમાં ચાલી ગઈ.

આ કટાક્ષની કાતીલતા ન સમજવાથી સ્વર્ણ ખુશ થઇને બોલી—હું પણ એ જ કહું છું, નાની વહુ.

પણ અતુલના ચહેરા પર જાણે કોઈએ શાહી ઢોળી દીધી.

નાની વહુનો કટાક્ષ સ્વર્ણમંજરી ન સમજી, પણ અતુલને તો એ કારી ઘાની જેમ વાગ્યો. એને લાગ્યું કે આ હોળીના દિવસોમાં આખે શરીરે રંગગુલાલ છાંટીને મોઢા પર કાળપ લગાડીને કોઇએ છૂટો મૂકી દીધો છે.

મૂળ વાત આજ સુધી છૂપી હતી, પણ તે હવે પ્રકટ થઇ ગઇ. પાડપડોશની દુર્ગાની હિતસ્વી સ્ત્રીઓએ એને સમાચાર પણ પહોંચાડી દીધા કે આ જ ઘરમાં અતુલનાં લગ્ન નક્કી થઇ ગયાં છે. અનાથનાથની મોટી દીકરી માધુરીની સાથે એનાં લગ્ન થશે. અને આમાં નક્કી કરાવવાનું બધું કામ સ્વર્ણમંજરીએ આગળ પડીને કર્યું છે.

૮

માધુરી બચપણથી જ એના મામા પાસે કલકત્તામાં રહેતી, મહાકાળી પાઠશાળામાં ભણતી હતી. અંગ્રેજી, બંગાળી અને સંસ્કૃત એ પાઠશાળામાં ખાસ શિખવાતાં. સંગીત અને ગૂંથણ પણ ત્યાં ફરજિયાત હતાં. અને આ ઉપરાંત એને ઘેર ખાસ ધાર્મિક શિક્ષણ પણ આપવામાં આવતું હતું. અને માધુરીની સૌથી મોટી વિશિષ્ટતા તો એનું રૂપ હતું.

આ વખતે દુર્ગાપૂજાની રજાઓમાં માધુરી પોતાના પિતાને ઘેર આવી હતી, તે વખતે જ લગ્નની વાતચીત નક્કી થઇ ગઈ હતી. અતુલ જેવું સુપાત્ર વગર શોધે અને વગર મહેનતે આવી મળ્યું. માધુરીના આ સુભાગ્યમાં અને ઘરવાળાઓની આ ફતેહમાં સ્વર્ણમંજરીનો જ મોટો હિસ્સો હતો.

નાની વહુના ભાઈ શ્રીમંત હતા, અને એમની માતા પણ હજી હયાત હતી. માતાએ પોતાની દીકરીને સુવાવડ આવવાની ખબર સાંભળીને એને પોતાને ઘેર તેડી લાવવા માણસ મોકલ્યું, તેની સાથે જ માધુરી આવી હતી. માધુરી દુર્ગાકાકીને ઘણા સમયથી મળી નહોતી, એટલે આવીને સૌથી પહેલી એ દુર્ગાને પ્રણામ કરવા ગઈ.

ચિરંજીવ થાવ બેટા.—કહીને આશીષ આપતી દુર્ગા માધુરીને એકીટશે જોઇ રહી. એક તો માધુરી સુંદર તો હતી જ તેમાં વળી મામામામીએ જરા શણગારીને મોકલેલી એટલે કપડાંઘરેણાંનો ઠાઠ હતો તે જુદો.

માધુરીની મામી કલકત્તાની દીકરી હતી. છોકરીઓને કેમ શણગારવી એ કળામાં એ પારંગત હતી. માધુરીના શરીર પર નહિ જેવાં જ ઘરેણાં હતાં, પણ જેટલાં હતાં એટલાં સુંદર અને શોભીતાં હતાં. સાડી પણ બહુ કીમતી નહોતી, પણ એની ફેશન સાવ નવી હતી. દુર્ગાની આંખો માધુરીને જોઈ જ રહી.

એકાએક એક લાંબો શ્વાસ દુર્ગાના મુખમાંથી નીકળી ગયો—ઓહ ! છોકરી તો સોનાની પ્રતિમા છે. તરત જ પાસે બેઠેલી કદરૂપી જ્ઞાનદાને જોતાં જ દુર્ગાની આંખોમાં પાણી આવ્યું. કરવટ બદલીને લુખ્ખા સ્વરે એનાથી બોલી દેવાયું—અને મારે પેટે આ કૂતરી અવતરી.

માધુરીના આવતાંની સાથે જ એનાં રૂપ અને શણગાર જોઇને જ્ઞાનદા પોતાની હીનતાને કારણે સંકોચથી પડી ગઇ હતી.

માધુરીએ ઘણે દિવસે બહેનને વાતો કરવા માટે પોતાની સાથે બહાર આવવા આગ્રહ કર્યો. એના ઉત્તરમાં જ્ઞાનદાએ અસ્પષ્ટ સ્વરે જે કંઈ કહ્યું તે બરાબર સમજાયું નહિ. પરંતુ એ સાંભળીને દુર્ગા તીખા સ્વરે બોલી ઊઠી—આ કાળું મોઢું લઇને હવે વારંવાર બહાર જવાની જરૂર નથી.

જ્ઞાનદા ચુપચાપ બેસી રહી.

માધુરીના ગયા પછી મૂગા ક્લેશથી દુર્ગાએ "ઉ...આં..." કર્યું એટલે જ્ઞાનદાએ ધીરેથી માતાને પૂછ્યું—બા, માથું દાબી આપું ?

"નહિ."

"દવા એક વખત......"

વાકય પૂરું થાય તે પહેલાં દુર્ગા ચિઢાઈ ઊઠી—મારે કંઈ જ નથી કરવું. તું તારું કાળું મોઢું લઇને મારી પાસેથી હઠી જા.

આ ગુસ્સો બહાર કાઢીને અશક્ત દુર્ગાએ જોરથી લાત મારીને જ્ઞાનદાને હડસેલી દીધી.

જ્ઞાનદાએ ખૂબ સહન કર્યું હતું, પણ આ લાત એનાથી સહન ન થઈ. પલંગ પરથી નીચે પડેલી જ્ઞાનદા ચુપચાપ પડી જ રહી અને નીચેની જમીન એના આંસુથી ભીંજાઈ ગઈ.

મનમાં ને મનમાં એનો અંતરાત્મા કકળી ઊઠ્યો—ઓ, ભગવાન ! મેં આટલો મોટો કયો અપરાધ કર્યો છે કે મારી માતા સુદ્ધાં મારો તિરસ્કાર કરે છે ! મારામાં રૂપ નથી, મારી પાસે ઘરેણાંકપડાં નથી, મારે પિતા નથી; પણ એમાં મારો શું દોષ ? દિવસ જાય તેમ તેમ મારી ઉંમર વધે એમાં પણ મારો શું ગુન્હો ? ભગવાન ! મારો અપરાધ સાચે જ એટલો મોટો હોય તો મને મારા પિતાજીની પાસે મોકલી દો.

એટલામાં "જ્ઞાનદા" કહીને દુર્ગાએ પાસું ફેરવ્યું. માતાના બોલાવવાથી જ્ઞાનદા છાનીમાની આંસુ લૂછીને ઊભી થઇ ગઈ.

"બેટા, તારું માંદલું શરીર લઇને નીચે શરદીમાં કેમ સૂતી છું ?" કહીને દુર્ગા ઉત્કંઠા અને આશંકાની મારી પથારીમાં બેઠી થઈ ગઈ.

"ઓહ ! મેં તને લાત મારી, નહિ બેટા ?" કહીને સ્ફુર્તિથી બન્ને હાથે દીકરીને છાતીસરસી ચાંપીને દુર્ગા ધ્રૂસકે ધ્રૂસકે રોઇ પડી.

આજે સમી સાંજે પછી અકસ્માત અનાથનાથે દુર્ગાદેવીના ઓરડામાં આવીને ઉદાસ ચહેરે પૂછ્યું—દુર્ગાભાભી, આજે તબીઅત કેમ છે ? હં હં સૂઇ રહો, ઊઠવાની જરૂર નથી. મેં સાંભળ્યું કે તમને જે દવા આપવામાં આવે છે, તે તમારે નથી ખાવી. આમ કરશો તો પછી આરામ શી રીતે થવાનો છે ?

દુર્ગાએ જાણી જોઇને દવા છોડી દીધી હતી. એને જીવવાની આશાય નહોતી અને ઇચ્છાય નહોતી. રોજને રોજ અંધારીઆની ચંદ્રકળા પેઠે એનું શરીર ક્ષીણ થતું જતું હતું. અવાજ પણ એટલો મંદ થઇ ગયો હતો કે પાસે આવ્યા વિના સંભળાતું જ નહિ.

આજે દિયેરનાં આ આકસ્મિક સમભાવ અને સહાનુભૂતિથી દુર્ગા શંકિત બની ગઇ. તો પણ અવ્યક્ત સ્વરે દુર્ગાએ જે કંઇ કહ્યું તે ગરદન ઝુકાવીને સાંભળી લીધા પછી અનાથનાથે કહ્યું—ભાભી, એ તો સાચું છે કે વિધવા થઇને જીવવામાં શું લાભ છે ! પણ આપણાથી આમ કંઇ આત્મહત્યા ઓછી થાય ? જેટલા દિવસનું આયુષ્ય છે તેટલા દિવસ સંસારમાં રહેવું જ પડશે, પછી એ તો ગમે તે રીતે હોય. તમારા શરીરની અવસ્થા જોતાં તમારી આગળ દુનિયાદારીની વાતો કરવી મને ઠીક નથી લાગતી, પણ કેટલીક વાતો એવી છે કે મારે કહ્યા વિના ચાલે એવું જ નથી. એટલે જ કહું છું કે મારા અથાગ પ્રયત્ન છતા જ્ઞાનદાને માટે કોઇ પણ પાત્ર મળતું જ નથી. સાત આઠ ઠેકાણે વાતચીત કરી, પણ બધે જ ઠેકાણેથી રોકડો જવાબ મળી ગયો. છોકરી જ કોઇને પસંદ નથી આવતી ત્યાં હું શું કરૂં ?

દુર્ગા કંઇ જ ન બોલી. જરા થોભીને અનાથનાથે ફરીથી કહેવા માંડયું—ભાઇના મૃત્યુ પછી તમે મારા કુટુંબમાં આવીને

રહ્યાં છો એટલે થોડી હોહા પણ થઇ છે. નીલકંઠ મુકરજીને તો તમે ઓળખો છો. એજ દરેકને ઘેર જઇને લોકોને ભડકાવી આવે છે. એ હંમેશાં એજ પ્રયત્ન કરે છે કે તમારૂં નામ લઇને મારૂં ખરાબ દેખાડવું. અને એ લોકોને પણ શી રીતે દોષ દેવાય ! આપણે આપણી આંખે તો છોકરીની ઉંમર જોઇએ છીએ. લગ્નની ઉંમરની જે હદ સમાજે બાંધી છે એ તો કયારનીય વીતી ગઇ છે. અને આ બધા બંધનો ગામડાંઓમાં જ રહી ગયાં છે; શહેરમાં એનો કોઇ ભાવ પણ પૂછતું નથી.

આટલું કહીને અનાથે એક લાંબો નિશ્વાસ નાંખ્યો. અનાથનાથની આ નવી ચાલબાજી તરતમાં દુર્ગાને ગળે ન ઉતરવાથી એ મૂગી જ રહી અને દિયેર સામે જોઈ રહી. પણ એના નબળા મુખ ઉપર એક અનિશ્ચિત આશંકાની છાપ સ્પષ્ટ દેખાતી હતી.

એક વાર ખાંસી ખાઇને, આમતેમ જોઇને અનાથનાથે હવે મૂળ વાત જાહેર કરી—આ દશામાં તમે કયાંય જઈ શકો એમ છો જ નહિ અને હું તમને કંઇ જવાનું કહેતો પણ નથી. પણ તમે જાણો છો ભાભી, કે મારી દીકરી પણ હવે ઉંમર લાયક થઇ છે અને એનું લગ્ન કર્યા વિના મારો છુટકો નથી. એટલે બધી બાજુનો વિચાર કરતાં મને એમ થાય છે કે જ્ઞાનદાને કોઈ ઠેકાણે મોકલી દીધા વિના છુટકો નથી. એના ઘરમાં રહેવાથી ગામવાળાઓ એવો બખેડો મચાવશે કે મારી છોકરીના લગ્નમાં વિઘ્નોનો પાર નહિ રહે.

દુર્ગાનો ક્ષીણ સ્વર બન્ને હોઠની અંદર જ લીન થઇ ગયો. દુ:ખી હૃદયે એણે કહ્યું—ભાઇ, જ્ઞાનુ કયાં જાય ?

અનાથ—ત્યાં સુધી હરિપાલપુર જઇને રહે.

દુર્ગા—ત્યાં તો એ શી રીતે જાય! અને ત્યાં જઇને પણ એનું શું થવાનું છે?

હવે અનાથનાથથી ગુસ્સે થયા વિના ન રહેવાયું. એણે ચિદાઇને કહ્યું—ભાભી, આ તો તમારી આડાઇ છે. માત્ર પોતાનું બગડતું હોય એટલાને ખાતર તમે બીજાનુંય બગાડવા બેઠાં છો. તમે જેના પરિવારમાં રહો છો, જેમણે તમને અણીને વખતે સથવારો આપ્યો, એમનુંય સારૂંનરસું તમારે જોવું જોઇએ.

દુર્ગા આનો ઉત્તર ન આપી શકી. માત્ર એક લાંબો નિઃસાસો નાંખીને રહી ગઇ. આ નિઃસાસાની અસરથી અનાથનાથે પહેલાં કરતાં સ્વરને જરા કોમળ કરીને કહ્યું—આ અવસ્થામાં જ્ઞાનદાને મોકલી દેવાથી તમને દુઃખ થશે એ હું કબૂલ કરૂં છું, પણ બીજો શું ઉપાય? ભાભી, સાચી વાત તો એ છે કે એમાં તમારીય કસુર છે. મેં તમારા ભાઇને જ્ઞાનુના સંબંધમાં પત્ર લખ્યો હતો. એમણે આનો સ્પષ્ટ જવાબ આપ્યો હતો કે હરિપાલપુરમાં તો છોકરીના લગનનું નક્કી થઇ ગયું હતું, પણ તમે જ અસંભવિત આશામાં પડીને એની ના પાડી દીધી અને છોકરીને લઇને ત્યાંથી અહીં ચાલ્યા આવ્યાં. નહિ તો આજ ખુશીથી......

ખુશીથી શું થાત એ અનાથનાથે સ્પષ્ટ ન કર્યું. પણ દુર્ગા બરાબર સમજી ગઇ કે એ સ્વાર્થનું પૂતળું આમ એકાએક જ્ઞાનદાને મોકલી દેવાની વાત લઇને કેમ પધાર્યા હતા. પોતાની ગાંઠનો એક પણ પૈસો ખર્ચ્યા વિના ભત્રીજીના લગનની જવાબદારી પોતાને માથેથી ઉતારી દેવાનો આવો સુઅવસર ગુમાવે એવો અનાથનાથ ગાંડો નહોતો.

અનાથનાથના ગયા પછી કામકાજ પૂરું કરીને જ્ઞાનદા જ્યારે દુર્ગાની પાસે આવી, ત્યારે માતાની દશા જોઇને એ ચોંકી પડી. દુર્ગાદેવીની ઉંડે ઉતરી ગએલી તેજહીન આંખો આજે લાલ બનીને ફુલી ગઇ હતી.

જ્ઞાનદાને જોતાં જ થંભી ગયેલું રૂદન જોર કરીને બહાર પડ્યું. ઇશારાથી પાસે બોલાવીને દીકરીની છાતી પર માથું મૂકીને માતા એક નાના બાળકની જેમ ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડી પડી.

ઘણી વાર પછી જ્યારે રડવાનો વેગ બંધ પડયો ત્યારે જ્ઞાનદાએ કહ્યું—બા, આપણને છુટા પાડે એવું આ સંસારમાં ભગવાન વિના બીજું કોઇ નથી. આ ઘર કંઇ કાકાનું નથી, આ તો મારા બાપનું ઘર છે. બહુ બહુ તો કાકા એટલું કરી શકે કે આપણને ખાવાનું ન આપે, અને જ્યારે એ લોકો એટલી માઝા મૂકી દેશે ત્યારે હું ય લાજશરમ છોડીને મારાથી બનશે એટલી ય મહેનતમજૂરી કરીને આપણું ગુજરાન ચલાવીશ. એટલી હિંમત તો મારામાં છે અને એટલું તો મારાથી જરૂર થશે, બા.

આટલું કહીને દીકરી આજે માતા બની ગઇ. માતાને એક નાના બાળકની જેમ સોડમાં લપાવીને જ્ઞાનદા બેસી રહી. થોડી વારમાં શરીર ટંડુ થયું અને દુર્ગાને કુદરતી જ નિદ્રા આવી ગઇ. જ્ઞાનદા બિચારી તે રાત્રે મોડે સુધી જાગીને પણ એ નક્કી ન કરી શકી કે કાકા ખાવાનું નહિ આપે તે દિવસે પોતે કઇ અને કેવી મજૂરી કરીને પોતાનો અને પોતાની માતાનો નિર્વાહ ચલાવશે ? એ દુર્દિનમાં એને કોણ સહાય કરશે ?

જ્ઞાનદાને હરિપાલપુર મોકલી દેવાની વાત જ્યારે નાની વહુને કાને પહોંચી, ત્યારે એણે પતિને એકાંતમાં બોલાવીને

કહ્યું—તમે કંઈ અક્કલ વિનાના તો નથી બની ગયા ને, કે આવી ચિંતાજનક અવસ્થામાં માતાની પાસેથી દીકરીને જુદી કરવાની વાત મોટી ભાભીની શિખામણે ચઢીને કરવા તૈયાર થયા છો. કસાઇ લોકો પણ તમારા કરતાં વધારે દયાળુ હોય છે.

ગમે તેમ હોય પણ આ કાર્ય અસંભવિત હતું, એટલે અનાથનાથ ચુપ જ રહ્યા.

સ્વમાની દુર્ગા કદાચ આ છેલ્લી અવસ્થામાં પણ દીકરીને લઇને ભાઇને ત્યાં હરિપાલપુર જવાનો વિચાર કરત, પણ ત્યાં પેલા પાંચ છોકરાંની માતાને સગર્ભા અવસ્થામાં લાત મારીને મારી નાંખનાર સુપાત્રનું સ્મરણ થતાં જ એનું કાળજું કંપી ઊઠતું હતું.

બીજે દિવસે દુર્ગાએ અનાથને પોતાની પાસે બોલાવ્યા અને દિયેરના બન્ને હાથ પોતાના હાથમાં લઇને કહ્યું—ભાઇ, આજે સગપણમાં તમે નાના અને હું મોટી ન હોત તો તમારા પગ પકડીને એ ભિક્ષા માગત કે ભાઇ, તમારૂં મન માને ત્યાં આ દીકરીનું લગ્ન કરી નાંખો, પણ આ અંત સમયે એને મારાથી વિખૂટી ન પાડશો.

આટલું કહીને દુર્ગાએ જ્ઞાનદાનો હાથ એના કાકાના હાથમાં મૂક્યો.

અનાથે પોતાના હાથ ખેંચી લઇને કહ્યું—બીજાને ખાતર હું સમાજમાંથી બહિસ્કૃત થઇ રહ્યો છું. મેં કંઇ પ્રયત્ન કરવામાં બાકી રાખી નથી, પણ ભાભી, હું શું કરૂં? સ્મશાનમાં સૂતેલું મડદું પણ આ દીકરી સાથે લગ્ન કરવા તૈયાર નથી થતું. હા, પણ એટલું તો કહો કે તમે તમારી બંગડીઓનું શું કર્યું?

દુર્ગાએ કહ્યું—એ તો તમારા ભાઇના તેરમાને દિવસે જ વેચી નાંખ્યા હતી, ભાઈ!

અનાથે હાથ ઉલ્ટાવીને કહ્યું—તો હવે શું કરી શકું? તમારી પાસે એક પૈસો તો છે નહિ, અને છોકરીને જુદી પાડવાય રાજી નથી. આનો અર્થ તો એવો કે તમારે મારે ગળે પથરો બાંધીને મને કૂવામાં નાંખવો છે. બીજું શું?

ક્રોધથી ફૂલાઇને અનાથનાથ ચાલ્યા ગયા.

એમના ગયા પછી દુર્ગાદેવી થોડી વાર સ્થિર બેસી રહી. આસપાસ જોઇને બોલી—જ્ઞાનુ, રાત પડી. દીવોબીવો કર કંઈ!

છોકરી ઉત્તર આપે તે પહેલાં જ માતા કઠણ સ્વરે બોલી ઊઠી—મોત પણ નથી આવતું! રાજકન્યાની જેમ મોઢું ફુલાવીને બેઠી છે તે! આટલી ધિક્કારાય છે તોય મરી નથી જતી! પેલા યદુ ઘોષનો એકનો એક દીકરો આ તાવમાં ત્રણ જ દિવસમાં મરી ગયો, પણ તારૂં મોત આ એક વરસની માંદગીથીય નથી આવતું. યમરાજ પણ તારાથી હારી ગયા હશે. બીજી કોઈ છોકરી હોત તો આજ સુધી કોઈ કૂવોતળાવ પણ શોધી લેત! રાતદિવસ તારી બળતરાજ મારો જીવ લેવા બેઠી છે.

દીકરીને હાથનો હડસેલો મારીને દુર્ગા પાસું ફેરવીને સૂઈ રહી.

ખરી રીતે તો માતાનું કહેવું જ સાચું હતું, કે બીજી કોઇ છોકરી હોત તો લાજ અને ઘૃણાની મારી આત્મહત્યા કરી લેત. આવી રીતે ઘણી છોકરીઓએ આત્મહત્યા કરી છે, પણ કોણ જાણે ભગવાને આ છોકરીને તો પૃથ્વીમાતાની જેમ સહનશીલ બનાવી હતી.

જ્ઞાનદા ગુપચુપ ઊઠીને ઘરનું કામકાજ કરવા ચાલતી થઇ.

જતાં જતાં આટલું મોટું અપમાન સહન કરીને ક્ષણભર આત્મ-વિસ્મૃત થઇને એણે એટલું જ કહ્યું—બા, મરતાં તો મને આવડે છે! માત્ર તમારા દુઃખનો ખ્યાલ કરીને હું મરેલી જેવી જ જીવતી રહી છું.

ઘરમાં દીવો સળગાવીને, એક નાનો દીવો હાથમાં લઇને જ્ઞાનદા તુલસીક્યારા પાસે ગઈ. હિંદુઓની નાની કન્યાઓ બચપણથી જ નાના છોડવાઓને દેવ માનીને પૂજતાં શીખે છે.

તુલસીક્યારાની પાસે જતાં જ જ્ઞાનદા પોતાની જાતને સંભાળી શકી નહિ. પ્રણામ કરવા બેઠી તે પાછું ઊઠાયુંજ નહિ. સાષ્ટાંગ પ્રણામ કરતી કરતી તે જમીન પર જ પડી રહી.

અંતરાત્મા દુઃખેથી ચીસ પાડી ઊઠયો—ઓ ભગવાન! ઓ દયામય! આજ ઠેકાણે તમે મારા બાપુને તમારા ચરણોમાં સ્થાન આપ્યું છે, હવે મને અને મારી દુઃખી માતાને પણ તમારી ગોદમાં લઈલો. હવે અમારાથી વધારે સહન નથી થતું.



૯

ચૈત્રના આખરી દિવસોમાં ઋતુ અનુકૂળ ન હોવાને કારણે, નાની વહુ પોતાને પિયેર ન જઈ શકી. પણ એ મહિનો પૂરો થયો કે તરત જ, એનો નાનો ભાઇ, પોતાની બહેનને તેડવા આવ્યો.

આજે શુભ દિવસ હતો. તહેવાર ઉપરાંત આજે યાત્રાનો દિવસ હતો. એટલે આ અવસરે, અતુલ પણ પોતાને ઘેર આવ્યો હતો. સ્વર્ણમંજરીએ આજે એને પોતાને ઘેર નિમંત્રણ આપ્યું હતું.

બપોરે અતુલ અને માધુરીના મામા બન્ને જમવા બેઠા. સ્વર્ણમંજરી પાસે બેસીને એમને જમાડતી હતી.

એણે જાણી જોઇને પીરસવાનું કામ માધુરાને સોંપ્યું હતું. પરંતુ રસોઇની લગભગ બધી જ વસ્તુઓ જ્ઞાનાદાએ તૈયાર કરી હતી. પણ બહારનો કોઇ માણસ પૂછત તો સ્વર્ણમંજરી, આ સાચું જૂઠાણું તરત કહી દેત કે, એ જ્ઞાનુડીને તો અમે અમારા રસોડામાં અડકવાય દેતા નથી.

એટલે કોઇની થાળી પીરસવી, એ જ્ઞાનદાને માટે નિષેધ કાર્ય હતું. એ ઉપરાંત, એ બિચારી લજ્જાની મારી કોઈની આગળ નીકળતી પણ નહોતી. જ્યાં સુધી બને ત્યાં સુધી ઘર શિવાયના માણસોની દૃષ્ટિથી એ હંમેશા પોતાની જાતને બચાવી લેતી.

અતુલની સાથે માધુરીનું લગ્ન થવાનું હતું, એટલે જ એ સુંદરી રૂપાળા શણગાર સજીને, આખી દુનિયાની લાજશરમ પોતાનામાં પ્રગટ કરીને, પોતાના અનાડી હાથે પીરસવામાં જ્યારે ભૂલ ઉપર ભૂલ કરતી ત્યારે હેતાળ કાકી સ્વર્ણમંજરી કયારેક મશ્કરીમાં, કયારેક ગાળ દઇને અને કયારેક હસવામાં એ ભૂલોને દાબી દેવાનો મિથ્યા પ્રયત્ન કરતી. એજ વખતે આખી દુનિયાનો તિરસ્કાર સહન કરતી બિચારી જ્ઞાનદા રસોડાના એક ખૂણામાં બેઠી બેઠી રસોઈ ગોઠવીને માધુરીને મદદ કરતી, અને ભૂલો ઓછી થાય એની કાળજી લેતી. પણ માધુરીનું અજ્ઞાન આ સહૃદય સહાય છતાં ઉઘાડું પડી જતું.

સ્વર્ણમંજરીએ વાતમાં ને વાતમાં માધુરીના લગ્નની વાત છેડી, ત્યાં તો એ નાસીને રસોડામાં જઈ પહોંચી.

જ્ઞાનદાએ પૂછ્યું—શું જોઇએ, બહેન ?

માધુરી—કંઇ નહિ, બહેન ! પણ મારાથી હવે આ કવાયત નહિ થાય.

બસ, એ તો હાથમાંની થાળી ધબ દઈને જમીન પર પછાડીને બીજા ઓરડામાં ચાલી ગઈ.

સ્વર્ણમંજરીએ બહારથી જરા બૂમ પાડીને કહ્યું—બેટા, જરા મીઠું લાવજે.

પણ મીઠું પીરસવા માટે માધુરીનો પત્તો નહોતો.

સ્વર્ણે થોડી વારે પાછી બૂમ પાડી—માધુરી, તારા મામા મીઠા વિના બેઠા છે, જરા જલદી આપી જા.

તો પણ માધુરી ન આવી. સ્વર્ણમંજરીએ ક્રોધમાં બૂમ પાડીને કહ્યું—કેમ કોઈ સાંભળતું નથી? મહેમાનોને અધૂરા જ જમાડવા છે?

આટલું છતાં પણ, જ્યારે માધુરી ન આવી ત્યારે જ્ઞાનદાએ ચુપ બેસી રહેવું ઉચિત ન માન્યું. એણે વિચાર્યું, મીઠું તો એવી વસ્તુ છે, કે જે હાથ અડકાડયા વિના પણ પીરસી શકાય છે. એટલે જ કદાચ આ આજ્ઞા કાકીએ આમ પોતાની ઉપર કરી હશે. આમ મન મનાવીને, મેલી અને થીગડાં મારેલી સાડીથી અંગ ઢાંકતી જ્ઞાનદા હાથમાં મીઠું લઇને બારણા આગળ આવીને ઊભી રહી. જમનારાઓની નજર ન પડી પણ સ્વર્ણમંજરીએ જોઈ લીધું. એણે કઠોર સ્વરે પૂછયું—માધુરી કયાં ગઈ?

જ્ઞાનદાએ રસોડામાંથી જ બહુ ધીરે અવાજે કહ્યું—ખબર નથી, બહાર ગઈ છે.

સ્વર્ણમંજરી બોલી—એટલે તું આવી એમ ને? એક વાતને માટે તને કેટલી વખત મનાઇ કરૂં? હજાર વાર કહી ચુકી કે તારૂં મોઢું જોવાથી સાત પેઢી નરકમાં જાય છે. તું મારી સામે ન આવીશ. આજે અતુલ જમવા આવ્યો છે, એટલે તારે કોઇને કોઈ રીતે અહીં આવવું જ જોઇએ, એમ ને? મીઠાનું વાસણ અહીં મૂકી જા.

વાસણ મૂકીને જ્ઞાનદા ચાલી ગઈ. એ ત્યાંથી જીવતી એટલા માટે પાછી ગઇ, કે ધરતીમાતાએ ફાટીને એને માગ ન દીધો.

સ્વર્ણે પોતે ઊઠીને મીઠું પીરસી દીધું.

પાછી પોતાની જગાએ બેસીને અતુલને સંબોધીને કહેવા લાગી—તું તો પુરુષ છો. તને વળી શરમ કેવી, કે નીચું મોઢું રાખીને જમે છે ?

માધુરીના મામાએ પૂછયું—આ છોકરી કોણ છે ?

સ્વર્ણે જરા હસીને કહ્યું—કોઇ નહિ, તમે તમારે જમો.

પરંતુ અતુલને માટે બધું ખાવું સ્વાદહીન બની ગયું. પૂરીનો કોળિયો કોઇ રીતે એના ગળામાં ઉતરતો જ નહોતો. આજે એ માધુરીને જોઇને એના રૂપ પર જરૂર રીઝી ગયો હતો. વળી જ્ઞાનદાનેય એ સારી પેઠે ઓળખતો હતો. આ વખતે જ્ઞાનદા એને ચાહતી હતી, કે એનો તિરસ્કાર કરતી હતી એની એને ખબર નહોતી. તથાપિ એક દિવસ તો એ પોતાના પ્રાણથી પણ અધિક પ્યાર કરતી હતી, એ વાતની અતુલને બરાબર ગમ હતી. પરંતુ એ દિવસોમાં પણ, કોઈ દિવસ જ્ઞાનદાએ મર્યાદા મૂકીને, એની સામે આવવાનો પ્રયત્ન કર્યો નહોતો. એટલે અતુલથી જ્ઞાનદાને માથે ઢોળાયલો નિર્લજ્જતાનો આરોપ સહન ન થયો.

ત્રીજે પહોર, નાની વહુ પોતાની દીકરી માધુરીને લઇને પિયેર ચાલી ગઈ. પરંતુ જતી વખતે એ દુર્ગાને ન મળી. માત્ર રસોડામાં જઇને છાનીમાની જ્ઞાનદાના હાથમાં દસ રૂપિયાની નોટ મૂકીને ગુપચુપ ચાલી ગઈ. જ્ઞાનદાના પ્રણામ પણ એણે પૂરા ઝીલ્યા નહિ.

આખાય ઘરમાં એક જ એવું માણસ હતું, જે આ છોકરીના અંતઃકરણ સુધી પહોંચ્યું હતું; અને તે નાનીવહુ. પણ આજે કોણ જાણે કેટલા દિવસને માટે તે બીજે ઠેકાણે ચાલી ગઈ.

નાનીવહુના રહેવાથી પણ જ્ઞાનદાનું કંઈ ખાસ દુઃખ ટળે એમ નહોતું. કોઇની વ્યથામાં હમદર્દી બતાવવી અને એનું દુઃખ દૂર કરવું એ એક વસ્તુ છે, પણ આ વસ્તુ બધા જ કરી શકતા નથી. તો પણ નાની કાકીને જતી જોઇને આજે જ્ઞાનદાનું અંતર રડી પડયું.

વૈશાખ અડધો વીત્યો હતો. એક દિવસ, અનાથનાથના ઓફિસ જવાને વખતે સ્વર્ણમંજરી આખી દુનિયાની ચિંતા મુખ પર લાવીને એની પાસે આવીને ઊભી રહી.

અનાથબાબુએ ડરીને પૂછયું—શું થયું, ભાભી ?

સ્વર્ણે કહ્યું—ભાઇ, તમે આ શું કરો છો ? દુર્ગા વહુનો આ તો અંતકાલ છે !

અનાથનાથે હાથમાંનો હુકકો નીચે મૂકીને કહ્યું—હેં ! શું કહો છો, ભાભી ? મને તો આની જરા ય ખબર જ ન પડી.

સ્વર્ણે કહ્યું—ના, ના, એટલી બધી ગંભીર નથી કે આજે મરી જાય. પણ એટલું ખરૂં કે હવે એ વધારે દિવસ નહિ કાઢે. બહુ બહુ તો પંદર દિવસ તો હદ થઈ. ત્યાર પછી છ મહિના કે વરસ સુધી પેલી રાંડ જ્ઞાનુડીનું લગ્ન નહિ થઈ શકે. પણ આપણી માધુરીનું જલદી કરી નાંખીએ તો સારૂં. હું તો આ અષાઢમાં જ એનું લગ્ન કરી દેવાની છું. આવો છોકરો દીવો લઇને શોધવા જઇશું તો પણ નહિ મળે. એ ઉપરાંત, સૌથી મોટી વસ્તુ તો એ છે કે, આપણે એક પૈસોય આપવો નહિ પડે. છોકરાએ પોતે થઇને આપણી માધુરીને પસંદ કરી છે. એ એના રૂપગુણ પર મોહિત થયો છે એટલે એની માનું હવે કશું જ નહિ ચાલે. નકામી વાર કરવામાં આવી તક હાથથી હું તો નથી જવા દેવાની.

અનાથનાથે ડરીને ગરદન હલાવીને કહ્યું—ના, ના, એવું તે કંઇ થાય, ભાભી ! તમે મારા ઘરનાં માલીક છો. કર્તા-કારવતા તો ઘરમાં તમે જ છો ને. તમારી તો એ છોકરી છે. તમે તમારી છોકરીને તમારી બહેનના દીકરા સાથે પરણાવો, એમાં હું શું કે ચાં નથી કરવાનો, બસ ?

સ્વર્ણમંજરીએ ગર્વથી કહ્યું—એ તો મને વિશ્વાસ છે, કે તમે મારી વાત ઉથાપો એવા નથી. આજ સુધી મારી એકે વાત તમે ટાળી નથી. એટલે જ હું કહું છું કે હું જે કહું તે કરો. હવે વધારે વિચાર કરવાની જરૂર નથી. જેમ બને તેમ જલદી, આ બલાને હવે આપણા ઘરમાંથી કાઢો. એ કર્યા વિના માધુરીનું લગ્ન ન થાય. આમ તો ફળિયાના નફ્ટ સ્ત્રીપુરુષો જાતજાતની વાતો કરે છે. અને ન કરે નારાયણને દુર્ગા વહુને કંઇ થઇ ગયું તો આપણે નકામાં મુશ્કેલીમાં પડી જઇશું. તમે મનમાં બરાબર માનજો કે જ્ઞાનુડી તો તમારા ઘરનું મુડદું છે. એ મુડદાને જલદી બહાર કાઢો, નહિ તો એના સડાની બદબોથી આપણું રહેવું મુસ્કેલ બની જશે.

મોટી ભાભીની દરખાસ્ત પર વિચાર કરતા કરતા અનાથ-નાથ ઓફિસમાં ચાલ્યા ગયા.

ઘણા દિવસ પછી, એક દિવસ બપોરે સ્વર્ણમંજરીએ દુર્ગાને દર્શન દીધાં. કોઇ પણ જાતના ભાવ વિના પૂછયું—દુર્ગા-વહુ, આજે તબિયત કેમ છે ?

દુર્ગાએ મહાકષ્ટે પાસું બદલીને, હાથને જરા ઉલટાવીને કહ્યું—તબીયત તો ઠીક છે. હવે તો બહેન ઇશ્વરને ઘેર જવાનો સમય છે. તમે એટલો જ આશીર્વાદ આપો કે મારે હવે વધારે ભોગવવું ન પડે.

સ્વર્ણમંજરીએ સહાનુભૂતિના સ્વરે કહ્યું—દુર્ગા વહુ. એવું ગાંડું શું બોલે છે ! એ તો ભગવાન કરશે તો ઠીક થઈ જશે.

દુર્ગા ચુપ રહી. આ કથનનો એણે પ્રતિવાદ ન કર્યો.

એટલે સ્વર્ણમંજરીએ કામની વાત છેડતાં કહ્યું—હા, હું એ કહેવા આવી હતી કે છોકરી ઉમર લાયક છે. એટલે વર એકદમ છોકરો હશે, તે કેમ ચાલશે ? વરની ઉંમર જરા વધારે છે, પણ એજ ઠીક છે. એને માબાપ નથી, એટલે પોતે જ પોતાના ગામથી છોકરીને જોવા આવનાર છે, એવો પોતાના માણુસ સાથે સંદેશો મોકલ્યો છે.

કોઈનાં માબાપ અમર હોય તો જુદી વાત, પણ સ્વર્ણમંજરીએ વરની જે ઉંમર કહી, તે ઉંમરે તો કોઈના જ માબાપ જીવીત ન રહી શકે

સ્વર્ણે કહ્યું—હવે તો કાળીમાતા એટલી કૃપા કરે, કે એ છોકરીને પસંદ કરી લે, એટલે તારા દિયેરની મહેનત સફળ થાય. દેવાલેવાનું તો પાછળથી થઇ રહેશે.

વાત પૂરી થાય તે પહેલાં જ, દુર્ગા આગ્રહની મારી ઊઠીને બેઠી થઈ ગઈ, અને આંખોમાં આંસુ ભરીને, જેઠાણી ભણી જોઇને કહેવા લાગી—મોટી બહેન, તમે જરા ધ્યાનપૂર્વક જો જો, કે અહીંની વાત પણ ન બગડે. હું એટલું જોઈને મરું...કહેતાં કહેતાં દુર્ગાની આંખમાંથી આંસુ વહી રહ્યાં.

સ્વર્ણે કહ્યું—દુર્ગા વહુ, હું તો મારાથી બનતું બધું જ કરવાનું નથી ચૂકતી. હું તો રાતદિવસ ઠાકોરજીને એજ પ્રાર્થના કરું છું કે, હે નારાયણ ! ગમે તેમ કરીને આ છોકરીનું ઠેકાણું પાડી દો. અને છોકરીનું લગ્ન ઈશ્વર કરશે તો તું તારી આંખે જરૂર જોઇશ.

દુર્ગાએ ચુપચાપ પાલવથી આંસુ લૂછ્યાં. સ્વર્ણે લાગ જોઇને વાત શરૂ કરી—બિચારો અનાથ બાળબચ્ચાંવાળો રહ્યો. કહેવાના દોઢસો રૂપિયા પગાર મળે છે, પણ એક પૈસો ખર્ચમાંથી બચતો નથી. બિચારો એની પોતાની દીકરીનું લગ્ન પણ કોણ જાણે કઇ રીતે કરશે, એય પ્રભુ જાણે. એમાંથી કેમ કરીને છૂટવું એ ચિંતામાં હું અડધી થઇ ગઇ છું. એમાંય જ્ઞાનુના લગનનું ખર્ચ પણ એને માથે પડયું એટલે એ બિચારો શું કરે ? તું તો બધું સમજે છે, દુર્ગાવહુ. અનાથનાથથી શરમના માર્યાં તારે મોઢે નથી કહેવાતું, પણ મારી દ્વારા કહેવડાવ્યું છે કે, ખર્ચને પહોંચી વળવા તું આ ઘરમાંનો તારો ભાગ ઘરેણે આપવાની હા પાડે તો મુસ્કેલી ઓછી થાય ખરી. તારે કશું જ કરવાનું નહિ રહે, માત્ર અંગૂઠાની છાપ દસ્તાવેજ પર કરી આપજે. કેવળ અંગઉધાર તો આજ કોઇએ ધીરવા તૈયાર નથી થતું. આ કળિયુગ જ એવો છે કે તમે મરો કે જીવો કોઇ તમારો વિશ્વાસ નહિ કરે.

દુર્ગા તરત બોલી ઊઠી—બ્હેન, હવે હું કેટલા દિવસ જીવવાની છું. તમે જે કહો તે કરવા તૈયાર છું. તમે માત્ર એટલું ધ્યાન રાખજો કે, મારી દુઃખી દીકરીને સાસરામાં એકલું દુઃખ જ ન મળે.

"ના, ના, દુઃખી તે શી રીતે થાય ? બાપ અને કાકા, મા અને કાકીમાં વળી ભેદ શું છે ? આવું ન હોત તો હું શા ખાતર ખાવુંપીવું છોડીને, આ છોકરીની ચિંતામાં રાતોના ઉજાગરા કરત ? મારે મન તો માધુરી એવી જ્ઞાનદા. જ્ઞાનુ, બેટા ! તારી બાના આંસુ જરા લૂછ અને ઓશીકે બેસીને જરા પંખો નાંખ."

આટલું કહીને એકી સાથે આશા અને વિશ્વાસ દઈને દુર્ગાના ભાગનું ઘર હોઈયાં કરી જવાનો ત્રાગડો રચીને સ્વર્ણ-મંજરી ચાલી ગઈ.

આજે ઘણા દિવસ પછી, દુર્ગાના નિર્બળ અને સુક્કા મુખ પર આનંદની પ્રભા ચમકી. દીકરીના હાથમાંથી પંખો લઈને, પોતાનો નબળો હાથ સ્નેહપૂર્વક માથે ફેરવી, દુર્ગાએ કહ્યું—બેટા, ઘડીક અહીં જ સૂઈ જઈને આરામ લે.

દુર્ગા જબરજસ્તીથી દીકરીને છાતીસરસી ચાંપીને કહેવા લાગી—બેટા, તું એવી અભાગણી માતાને પેટે અવતરી, કે ચિંતા અને મજૂરી કરતાં તારા શરીરની આ દશા થઈ. અને જો જન્મી તો દીકરો થઈને કેમ ન અવતરી ?

ઘણે દિવસે માતાનું વાત્સલ્ય મેળવીને, દીકરીની આંખોમાંથી આંસુ વહી રહ્યાં. આમ ને આમ બન્ને માદીકરી નિદ્રાધીન થઈ ગયાં. એકાએક માતાનો હડસેલો વાગવાથી જ્ઞાનદા ઝબકીને જાગી ગઈ.

માતાએ કહ્યું—ઊઠો બેટા, સમી સાંજ થઈ ગઈ. જા દીકરા, મારી પેટીમાં સાબુનો એક ટુકડો પડયો છે. તળાવે જઈને જરા હાથ મોઢું ધોઈ આવ.

માતાની આજ્ઞા પ્રમાણે જ્ઞાનદાએ માતાની પેટીમાંથી ઘણા દિવસનો જૂનો સાબુનો એક ટુકડો કાઢયો, અને ટુવાલ લઈને તળાવે ગઈ. માતાએ ખૂબ ચોળીને હાથમોં ધોવાની અને જલદી પાછા ફરવાની આજ્ઞા કરી. કારણ પેલા લોકો કોણ જાણે ક્યારે આવે.

તળાવેથી પાછી ફરીને જ્ઞાનદાએ જોયું તો એના અચરજની સીમા જ ન રહી. મૃત્યુના મુખમાં પડેલી માતા, મુશ્કેલીએ ખસી ખસીને, પોતાની પેટીમાંથી સંઘરી રાખેલી પોતાની એક છાપેલી

સાડી અને કબજો હાથમાં રાખીને, દીકરીની રાહ જોતી બેઠી હતી. દીકરીના આવતાંની સાથે જ કહ્યું—બેટા, ભૂલ થઈ તે તારા વાળ ન ઓળ્યા. કાંઇ નહિ, લે હમણાં ઓળી આપું.

છોકરીએ અતિશય દયામણા અવાજે કહ્યું—નહિ બા, તમારે પગે પડું છું. એ કાર્ય તમારાથી નહિ થાય. તમે જઇને સૂઇ રહો. હું મારી મેળે ઓળી લઉં છું. તમે જો ન માનો તો મારા સમ.

દીકરીની વાતો સાંભળીને આજે માતા હસી પડી. માથું હલાવીને કહ્યું—મારાથી નહિ બને એ પણ તેં ઠીક કહ્યું. જ્ઞાનુ બેટા, તને ખબર છે કે મારી પાસે વાળ ઓળાવવાને આખા મહોલ્લાની છોકરીઓની પડાપડી થતી હતી? બેટા, આવ, આજે તારા વાળ ઓળવાનું મને ખૂબ મન છે.

જબરજસ્તીથી પાસે બેસાડીને, ખૂબ પ્યારથી મન મૂકીને માતાએ દીકરીના વાળ ઓળ્યાં અને કદાચ છેલ્લી વાર જ એને શણગાર્યા, પગે મેંદી લગાવી અને સેંથામાં સિંદુર પૂર્યું. હર્ષથી પુલકિત થઇને દીકરીને મોઢું ચુંબન લેતાં માતા બોલી—બેટા, લોકો કહે છે કે તું કાળી છે. હા રંગ જરા કાળો છે, પણ આવું ગરવું મુખડું અને આવી સુંદર આંખો મેં હજી નથી જોઈ!

માતાનું વાત્સલ્ય આ બધું કરૂપ કે નિર્બળતા ક્યાં જોઇ શકે છે, એનો દુર્ગાને ખ્યાલ જ નહોતો. દુર્ગાને એક દિલગીરી થઇ કે આ વખતે દીકરીને પહેરાવવા પોતાની પાસે એક પણ ઘરેણું નથી, પણ આ દુઃખ તો કોણ જાણે ક્યારે અજ્ઞાત ભાવે દૂર થઇ ગયું તેની એને પોતાને પણ ગમ ન પડી.

હજી સમી સાંજ થઈ નહોતી. દિવસ જરા જરા બાકી

હતો. હવે તો એને કોઇ રીતે સૂવાની ઇચ્છા જ ન થઈ. બધું દુઃખ ભૂલીને દીકરીને સોડમાં લઇને બેસી રહી.

જ્ઞાનદાને જોવા આજે લોકો આવવાના છે, એ સાંભળીને પડોશી નીલકંઠ મુકરજીની પત્ની આવી. તરંગિણી જે નણંદ થતી હતી, તે પણ આવી. વખતસર છોકરીને જોનારા પણ આવી પહોંચ્યા. દીકરીને બહારની બેઠકમાં બોલાવવામાં આવી. સ્ત્રીઓ પાસેના ઓરડામાંથી ઝાંકી ઝાંકીને જોવા લાગી.

પોતાના એકના એક દીકરાને જીવલેણ ઓપરેશન થતું હોય, એટલી વાર એના આંધળા પિતાને જે બેચેની અને દર્દ થાય એવી જ બેચેની અને એવું જ દર્દ આ વખતે દુર્ગાને થતું હતું. એ પોતાની રોગશય્યા પર એકલી જ બેઠી બેઠી અધીર ઉત્કંઠાપૂર્વક પરિણામની પ્રતીક્ષા કરી રહી હતી.

વર અને ગોર મહારાજે ચાહપાણી પીને પ્રસ્થાન કર્યું. દુર્ગાએ જાણ્યું કે એ લોકો ગયા. એ લોકોની ભાડાની ગાડી ધડધડ કરતી ચાલી ગઇ, એ પણ એણે સાંભળ્યું. ત્યાર બાદ તરંગિણીએ આવીને એક લાંબો નિઃસાસો નાંખીને દુર્ગાને સમાચાર કહ્યા કે એ લોકોને છોકરી ન ગમી.

દુર્ગા આંખો મીંચીને પડી રહી. એણે આગળ એક પણ પ્રશ્ન ન કર્યો. તરંગિણી વગર બોલાવ્યે બોલી—બહેન, એમાં એ લોકોનો શું વાંક ? છોકરીના શરીરમાં હાડકાં શિવાય બીજું કંઇ રહ્યું નથી. એવી છોકરીને કોણ પસંદ કરે ? અમે તો બધા એને બચપણથી જોતા આવ્યા છીએ. દુર્ગાબહેન, મારૂં માનો તો જ્ઞાનુને થોડા દિવસ કંઈ ખવડાવોપીવડાવો તો એ કંઈ માણસના વાનમાં આવે. તાવને લીધે છોકરીનાં હાડકાં નીકળી આવ્યાં છે. આટલું મોડું થયું ત્યારે એક વરસ જરા વધારે કાળજી લઇને

આટલું કરો. આજ છોકરી પછી ગમે તેને ગમી જશે.

"એ બધું સાચું, પણ એવો સુયોગ કયાં? એટલા પૈસા કયાં? એક વર્ષ થોભીને હાડકાં સમાવવાનો વખત કયાં છે? છોકરી તો ચૌદ વર્ષ પૂરા કરીને પંદરમાં વર્ષમાં પ્રવેશ કરી ચૂકી છે! પૂર્વજો તો જેટલી વાર થાય છે, તેટલા નરકના અંધારા કૂવામાં વધારે ને વધારે ઉંડા ઉતરતા જાય છે! અને આ કંઈ કુળવાન ઘરની કન્યા નથી. ગામના આગેવાનો નાતબહાર મૂકવાની ધમકીઓ આપીને લાલપીળી આંખો દેખાડે છે! હવે રાહ જોવાની તો વાત જ કયાં છે? અહીં તો ગમે તેને ગળે વળગાડો, કાલે વિધવા થતી હોય તો વાંધો નહિ, પણ કોઈ મરણોન્મુખ વૃદ્ધને પરણાવો પણ ધર્મની રક્ષા કરો અને પૂર્વજોને નરકમાં જતા અટકાવો!"

આ વિના બીજી સલાહ મળતી જ નહોતી. હજી દીવા થયા નહોતા. એ અંધારામાં જ્ઞાનદા પોતાના લાંછિત અને તિરસ્કૃત શણગારની સામગ્રી ઉતારવા, ગુપચુપ અંદર આવી. મુડદાંની જેમ દુર્ગા પડી હતી. થોડી વાર રાહ જોઇને અભાગી દીકરી ગુપચુપ આવીને માતાના પગ પાસે બેસી ગઈ. માતાએ જાણીને પણ શ્વાસ ન લીધો. રાહ જોઈ જોઇને આખા દિવસની થાકેલી જ્ઞાનદા ભૂખી ને તરસી માતાના પગ આગળ જ ઊંઘી ગઈ.

●

૧૦

દુર્ગાદેવીની એવી અવસ્થા હતી, કે ઘડીમાં શું થશે એનું કંઈ કહેવાય એમ નહોતું. આવી દશામાં પણ જ્યારે એણે પાડોશની સ્ત્રીઓને મોઢેથી શાસ્ત્રવાણી સાંભળી કે આટલી મોટી કુંવારી કન્યા એના પૂર્વજોને નરકમાં લઈ જાય છે, એટલું જ નહિ પણ, એ પોતે મૃત્યુ પામશે તો નરકમાંય એને સ્થાન મળવાનું નથી. આ બધી શાસ્ત્રીય વાતો સાંભળીને પરલોકની યાત્રાને માટે પ્રસ્થાન કરવાની તૈયારી કરતી દુર્ગાનો પીળો ચહેરો પૂણી જેવો સફેદ થઈ ગયો.

ઘણા દિવસથી સતત આઘાતો સહન કરી કરીને દુર્ગાનું હૃદય સૂનું થતું જતું હતું. એટલું જ નહિ પણ, ત્યાંથી સ્નેહ કે વાત્સલ્યની ભીનાશ પણ ધીરે ધીરે સૂકાતી જતી હતી. જે પુત્રી ઉપર એની અપાર મમતા હતી, અને જેને વ્હાલ કરતાં એ થાકતી નહોતી, તેજ પુત્રીને દષ્ટિ સમીપ જોતાં એની વેદનાનો પાર નહોતો. તેમાંય આજની નિષ્ફળતા સાંભળીને તો પોતાની પરલોકયાત્રાની વચ્ચે કંટક બનીને ઊભેલી પોતાની દીકરીની

વિરૂદ્ધ એનું આખું હૃદય કઠોર પત્થર જેવું બની ગયું. એમાં મમતા, મોહ કે સ્નેહનો તો અંશ જરાય બાકી નહોતો.

આખરે અનાથબાબુને બોલાવીને એણે કહ્યું—ભાઈ, મેં સાંભળ્યું છે કે, પેલા ફળિયાવાળા ગોપાલ ભટ્ટાચાર્ય ફરીથી લગ્ન કરવાના છે. મારા મરતાં પહેલાં તમે એક વાર ત્યાં આખરી પ્રયત્ન ન કરો ?

અનાથને આમાં બિલકુલ શ્રદ્ધા નહોતી. એટલે એણે વાત ઉડાવી દેવાના આશયથી કહ્યું—ના ના, ગોપાલાચાર્ય હવે તે શું ફરી લગ્ન કરે ! કોઈએ તમારી મશ્કરી કરી હશે, ભાભી !

દુર્ગાએ નિઃશ્વાસ મૂકીને કહ્યું—ભાઈ, આવે વખતે મારી મશ્કરી કોણ કરે ? ભાઈ, એમની ઉંમરવાળા પુરુષો બીજું લગ્ન કરે છે ખરા ! હું તમને વિનંતિ કરું છું. તમે જઈને તપાસ તો કરી આવો. જીવતાં તો મારાથી કંઈ શુભ ન થયું, પણ હવે મર્યા પછી મારા મુખમાં દેવતા મૂકનાર પણ કોઈ નહિ મળે ?

આ વખત દુર્ગાને સૌથી મોટી આ જ આશંકા હતી. એને આ અંત સમયે એવું થતું હતું કે, આ છોકરીને નવ મહિના ગર્ભમાં રાખી એનું લાલનપાલન કર્યું એ બધું મિથ્યા જશે ? જેને હાથે મર્યા પછી અગ્નિ પણ ન પામું, એ છોકરી શા માટે પેદા થઈ ?

ગભરામણની મારી ત્રણ વખત પ્રયત્ન કરીને એ બિછાનામાં જ બેઠી થઈને બોલી—ભાઈ, ગમે ત્યાં થાય, ગમે તેની સાથે થાય અને ગમે તેવી રીતે થાય, પણ મારા મરતા પહેલાં, એ કાળ-મુખીનું કયાંય લગ્ન કરી દો. ભાઈ, મારા આ મરતી વખતના આશીર્વાદ પામીને તમે રાજા જેટલા સુખી થશો.

આમાં તો અનાથનાથનો પણ સ્વાર્થ ઓછો નહોતો. એટલે એજ દિવસે અનાથબાબુ ગોપાલ ભટ્ટાચાર્યને ત્યાં ખુશખબર પૂછવાને બહાને ગયો. એ ફરી પરણવાના છે, એ ખબર સાચી સાંભળીને એને જરા અચંબો થયો. માત્ર ગોપાલ ભટ્ટાચાર્ય ફરી પરણવાના છે એટલી જ ખબર પડી હોત તો, અનાથનાથને બહુ નવાઈ ન લાગત પણ એણે તો એ પણ સાંભળ્યું કે ચાર પાંચ છોકરીઓના માબાપ, પોતાની પુત્રીઓનો ભાર પોતાને માથેથી ઉતારવા, ગોપાલ ભટ્ટાચાર્યની ખુશામત કરી ગયા હતા. ત્યારે તો એ દંગ જ થઈ ગયો.

અહીં આવી સ્થિતિ હતી છતાં, જેણે જેણે સાંભળ્યું કે, દુર્ગા પોતાની દીકરીનું લગ્ન, અહીં કરવાની ઇચ્છા રાખે છે, તે સૌએ 'છી છી' કહીને ધિક્કાર જ દેખાડયો. આટલો ધિક્કાર છતાં, દુર્ગાનું મન ચલિત ન થયું. એ તો આ વખતે મરવાની અણિ પર હતી, એટલે ગમે તે ભોગે, એને તો જ્ઞાનદાનું લગ્ન જોતું હતું. અને આજ એની અંતિમ અભિલાષા હતી.

બંગાળીની દીકરી હતી. કેટલા જન્મોથી શાસ્ત્રની વેદી પર જે કન્યાઓનું બલિદાન દેતી આવી છે, તે આજે આવું સામાન્ય કુડું કામ કરતાં, તે શી રીતે અચકાય ? દુઃખ ઓછું હતું તે વળી ગોપાલ ભટ્ટાચાર્યે કહેવડાવ્યું કે, એ પોતે પહેલાં છોકરીને જોશે; ત્યાર પછી જ લગ્નની હા કે ના પાડશે. આ દુર્ભાગી દેશની વિશિષ્ટતા છે કે, આવા કાળના મુખનો ગ્રાસ બનેલા વૃદ્ધો પણ, આ જાતના શોખ રાખી શકે છે !

ગરમીની ઋતુમાં સુકાયલું ઘાસ, જેમ પાણીના એક જ છંટકાવથી પાછું લીલું બની જાય છે, તેમ આ એક જ આશા-જનક ઇશારાથી, દુર્ગાની નિર્જીવ બની ગયેલી આશા, પળ વાર-

માં જ અંકુરિત થઇ ગઇ. દુર્ગાએ દિયેરનો હાથ પકડીને ખુશામત કરતાં કહ્યું—ભાઈ, તમને હું મારા નાના ભાઇ સમજું છું. નાના ભાઇ લેખે તમે મારૂં આટલું કામ કરી આપો. આજ પાંચમનાં લગ્ન લેજો. ભાઈ, મારો અંત સુધારવા ખાતર, અને આ અભાગણી અનાથ દીકરીને ખાતર તમે આટલું કરજો, બાપુ !

જ્ઞાનદાએ જ્યારથી સાંભળ્યું કે કુંવારી કન્યાથી માતાનું ક્રિયાકાંડ પણ ન થાય, ત્યારથી તો એણે ખાવાપીવાનુંય છોડી દીધું. એ પણ બંગાળીની જ દીકરી હતી. એટલે એના અંતરમાં પણ વ્યથાનો અગ્નિ પ્રજળવા માંડયો.

ત્રીજે પહોરે રસોડામાં બેસીને જ્ઞાનદા માતાને સારૂ કાંજી તૈયાર કરતી હતી. એ વખતે હજી એક વાર રૂપની પરીક્ષા દેવાનું તેડું આવ્યું.

સ્વર્ણમંજરીએ પોતે ઉતાવળે આવીને કહ્યું—અલિ, જ્ઞાનુ ! ચૂલા પરથી કાંજીનું વાસણ ઉતારી મૂક. ચાલ, જલદી ચાલ. પેલા લોકો તને જોવા આવ્યા છે. માત્ર સાડી બદલી લે. એ તો ચાલશે બધું.

આટલું કહીને સ્વર્ણ જેટલી ઝડપથી આવી હતી તેટલી ઝડપથી ચાલી ગઇ.

અનાથનાથ હજી ઑફિસમાંથી આવ્યા નહોતા, એટલે અતિથિઓના સત્કારનો બોજો સ્વર્ણને માથે હતો. છોકરીને જોવા ખુદ વરરાજા આવ્યા હતા. દૂરના સગપણનો એક ભાણેજ પણ સાથે હતો. જુવાનની ચકોર દૃષ્ટિ, રૂપ જોવામાં ખત્તા નહિ ખાય, એ અગમચેતી વાપરીને વૃદ્ધ મામા ભાણેજને સાથે લાવ્યા હતા. એનીજ એ સલાહ હતી કે છોકરીને ખાસ શણગાર

વગર જ રજુ કરવી. કારણ કે શણગારના ઓઠા નીચે કેટલીક વાર સાચું રૂપ પરખાતું નથી.

ભાણેજ તો પાછો છ વાગ્યાની ગાડીએ કલકત્તે જવાનો હતો.

સ્વર્ણે જ્ઞાનદાને જલ્દી આવવાની તાકીદ કરી, પણ જ્ઞાનદા કોઈ રીતે આવતી જ નહોતી. એક સાડી પહેરતાં જેટલી વાર લાગે, તેના કરતાં વધારે સમય લાગતો જોઇ, સ્વર્ણે કામ કરનારી દાસીને તેડવા મોકલી. દાસી તેડીને આવી ત્યારે જ્ઞાનદા બધાં જ કપડાં બદલીને આવી. આ શણગાર જોઇને, સ્વર્ણે ગુસ્સે થઇને ધીરેથી કહ્યું—જા, પાછી જા. બધું ઉતારીને જ આવ. જલદી આવ, આ લોકો ખોટી થાય છે.

જોવા આવેલા લોકોએ આ ભાંજગડ સાંભળીને અંદર દષ્ટિ કરી. વર આ બધું સમજી ગયો. એણે કહ્યું—કંઈ વાંધો નહિ, જેમ હોય તેમ લાવોને ! અમારે ઉતાવળ છે.

જ્ઞાનુ બિચારી બહાર આવી ત્યારે એનો વિચિત્ર પહેરવેશ જોઇને, જુવાન ભાણેજથી હસવું રોકાયું નહિ. એણે ઊભા થઇને કહ્યું—કાલે અમારા નિર્ણયની ખબર આપીશું. આટલું કહીને એ પોતાના વૃદ્ધ મામાને લઈ ચાલતો થયો.

નાસ્તાની તૈયારી રાખી હતી, પણ ગાડીની ઉતાવળને કારણે એમને અટકવાની ફુરસદ પણ નહોતી.

કાલે ખબર કરવાની મતલબ સ્પષ્ટ હતી. સૌ સમજી ગયાં. મોટી કાકીએ મોટે સાદે ગાળોનો વરસાદ વરસાવીને, આખી નિષ્ફળતા જગજાહેર કરી. દુર્ગાની તબિયત સારી નહોતી, એટલે અનર્થની શંકા કરીને પાડોશીઓ દોડી આવ્યા. એજ અવસરે અકસ્માત અતુલ પણ આવી ચઢયો. એ પણ છ વાગ્યાની ગાડીએ કલકત્તે

જતો હતો. પણ રસ્તામાંથી જતાં જતાં આ ખૂમરાણ સાંભળીને, એને પણ અનર્થની શંકા આવી, એટલે એ પણ અંદર આવ્યો.

અતુલને જોઇને સ્વર્ણનો ક્રોધ સો ગણો અને ક્ષોભ હજાર ગણો વધી ગયો. બિચારી ભાગ્યહીન છોકરીની જોરથી ગરદન પકડીને સ્વર્ણે અતુલની આગળ ધરતાં કહ્યું—જરા જો તો ખરો અતુલ, આણે ચહેરાની શોભા કેટલી વધારી દીધી છે તે !

સાચે જ, જ્ઞાનદાના ચહેરાને જોઇને, હસવું ખાળવું મુશ્કેલ હતું. એના હોઠનો રંગ ગાલે, અને ગાલનો રંગ હોઠે લાગી ગયો હતો. સિંદુર પાંથીમાં લગાવવાને બદલે બાજુએ લાગ્યું હતું. સુખ્ખા વાળને ભીંજવવા પ્યાલીમાંનું બધું તેલ માથામાં નાંખી દીધું હતું, એટલે તેલના રેલા છેક કાન પર અને કપાળે ઉતરી આવ્યા હતા.

બેત્રણ પાડોશણો પાસે ઊભી હતી, તે તો જોરથી હસી પડી. એકની કેડે નાનું છોકરૂં હતું, તેણે પણ તોતડી જીભે મશ્કરી કરી.

આ છોકરીની મશ્કરીથી પાછા બધાં હસી પડયા. 'પાજી' કહીને માતાએ છોકરાને ગાલે ચૂંટી ખણી.

પરંતુ અતુલના હૃદયમાં જાણે કોઇએ દેવતામાં ધગધગાવેલો સળિયો ભુલાવી દીધો. ઘણા દિવસ થયાં એણે આટલી પાસેથી સ્પષ્ટ દૃષ્ટિ, જ્ઞાનદાના મુખ પર નહોતી ફેરવી. માત્ર બીજાને મોઢે સાંભળ્યું હતું કે, રોગથી એનો ચહેરો બગડી ગયો છે. પરંતુ એ ચહેરો આટલો બધો કદરૂપો બની ગયો હશે, એની તો એણે સ્વપ્નમાં પણ કલ્પના નહોતી કરી. જે દિવસે પોતે રોગની ભયંકર બિમારીનો ભોગ બનીને મૃત્યુના મુખમાં હોમાનાર હતો, ત્યારે આજ મુખ પર આક્રિન થઈ ગયો હતો અને આજ મુખને

એણે વ્હાલભરી દષ્ટિથી નીરખ્યું હતું. એ વખતે આંખોમાં કરુણાનો નશો હતો, કોઇને ઉપકારવશ કરવાનો તોછડો ગર્વ નહોતો. તે દિવસે એણે સાચા દિલથી અને સંપૂર્ણ હૃદયથી વ્હાલ બતાવ્યું હતું. આજે જ્યારે એણે અકસ્માત જોયું કે એજ મુખ પર યમરાજ પોતાની નોટીસ બજાવવાની તૈયારી કરી રહ્યા છે, ત્યારે તે પોતાની જાતને પળવાર ભૂલી ગયો. એ કંઈ કહેવા જતો હતો, પણ સ્વર્ણના ઉંચા સ્વરમાં એ દબાઇ ગયો.

સ્વર્ણે કહ્યું—એય, તું તો વેશ્યાઓનેય વટાવી ગઇ ! એક સ્મશાન જતા મુડદાને રીઝવવા આ શણગાર સજીને આવી ? અને પરિણામ તો એ આવ્યું કે તારા મોઢા પર લાત મારીને એ ચાલ્યો ગયો.

કોઇએ પૂછયું—મોટી વહુ, આ ભૂતડીનો વેશ કોણે સજાવ્યો ? લાગે છે ડોસો નાપસંદ કરીને ગયો !

સ્વર્ણે જ્ઞાનદા તરફ જોઇને કહ્યું—બીજું કોણ કરે ? પોતે જ કરીને આવ્યાં છે. માતા તો બેહોશ પડી છે. મેં કહ્યું કે માત્ર સાડી બદલીને આવજે, ત્યારે આ બધો શણગાર સજીને આવી ! અને શણગારમાંય શું ? એક છાપેલી જૂનીપુરાણી સાડી અને અતુલની આપેલી બે બંગડીઓ. એને દસ વખત દહાડામાં પહેરે છે ને દસ વખત કાઢે છે. કાળમુખીને આ બંગડીઓ પહેરીને બહાર નીકળતાં લાજ પણ નથી આવતી ! જા, અંદર જા, મર.

બિચારી નિરાધાર છોકરી તરફ અછડતાં કરૂણા અને તિરસ્કાર બતાવીને બધાં ત્યાંથી ચાલ્યાં ગયાં. માત્ર એક જ અંતર્યામી કે જેનાથી આ વિશ્વમાં કંઈ જ ગુપ્ત નથી તેની આંખમાંથી બે આંસુ

સર્યાં હશે. જન્મથી માંડીને આજ સુધી લજ્જાને લીધે જે છોકરીએ માથું ઉંચું કરીને જોરથી વાતચીત પણ નથી કરી, તેજ છોકરી આજે લાજશરમને નેવે મૂકીને પોતાના સૌન્દર્ય-હીન શરીરને પોતાને જ હાથે શણગારીને એક વૃદ્ધની આગળ વેચવા આવી હતી. પણ એ શરીર આખરે ન જ વેચાયું. એટલે જ આજે પાડપાડોશના માણસો છી છી કરીને ચાલ્યા ગયા, કોઇએ ક્ષમાશીલ દષ્ટિથી જોયું જ નહિ.

જ્ઞાનદા મૂર્તિની જેમ ઊભી હતી. આજ સુધી જાહેરમાં એ આમ રડી નહોતી. આજે અતુલની સામે બીજી વખત એની આંખમાંથી આંસુ વહી ચાલ્યાં. બિચારી આંસુ લૂછતી લૂછતી કંઇ પણ બોલ્યા વિના ગુપચુપ ચાલી ગઈ.

કલકત્તે જવા માટે હવે તે દિવસે એક પણ ગાડી નહોતી, એટલે એ સાંજે અતુલ ઘેર પાછો ગયો. રસ્તામાં બધી યાદ ફરી તાજી થઇ. તેમાં નાની માસીએ કહેલી તે દિવસની વાત વારંવાર સાંભરવા માંડી. તે દિવસે પિયેર જતી વખતે નાની માસીએ અતુલને બોલાવીને કહ્યું હતું કે—બેટા, જે માણસ હીરાને છોડીને કાચને સ્વીકારે છે, તેને પાછળથી બેહદ પસ્તાવો થાય છે.

એ દિવસે એ વાતના મર્મને બરાબર સમજી શક્યો નહોતો. પરંતુ આજે એને બરાબર સમજાયું કે એ તો પોતાની ઉપર જ મારેલું મેણું હતું. નિર્લજ્જ કહીને જેને આજે સૌએ શરમિંદી બનાવી દીધી, એની લજ્જાની સીમા કેટલી છે, એનું પણ આજે એને સ્મરણ થયું.

હજી મળસ્કું થયું નહોતું, એટલામાં અનાથબાબુ અતુલને

બોલાવવા આવ્યા. જરાય ભાવ વિના કહ્યું—દુર્ગાદેવી પરલોક સિધાવી, આપણે સ્મશાન જવું પડશે.

'ચાલો' કહીને અતુલ સાથે ગયો. દોઢ વર્ષ પહેલાં તુલસી-ક્યારાની પાસે જેમ મૃત પિતાના બે પગને ખોળામાં લઇને બેઠી હતી તેમ, આજે પણ ચુપચાપ મૃત માતાના બન્ને પગને ગોદમાં લઇને જ્ઞાનદા બેઠી હતી. જીવનમાં એક વાર શિવાય કોઇએ એને ચંચળ બની જતાં જોઇ નહોતી. અને તે પણ પિતાની અંત ઘડીએ અતુલના પગમાં પડી કલ્પાંત કર્યું ત્યારે. એટલે એના આ ગાઢ મૌનને જોઇને કોઇને શંકા ન આવી. અને એની તરફ કોઈની દૃષ્ટિ પણ નહોતી. સૌ લાશને લઈ જવાની તૈયારીમાં રોકાયા હતા.

સમય થયો એટલે લોકો શબને ઊઠાવીને લઈ ચાલ્યા. સૌની પાછળ પાછળ જ્ઞાનદા પણ ગઇ. દુઃખી, અનાથ હોવાને કારણે કોઈ પણ સ્ત્રી એની સાથે ન ગઇ. જવાનો ખ્યાલ પણ કોઇને ન આવ્યો.

વર્ષાની મલપતી ગંગા સ્મશાનના વડ નીચે થઇને જોરથી વહેતી હતી. માતાની અંતિમ અગ્નિક્રિયા જ્ઞાનદાએ જ કરી. ચિતામાંથી ભડકા નીકળ્યા, એટલે એ મરદોના ટોળામાંથી નીકળીને ગંગાને કિનારે જઇને બેઠી. કોઇએ એને મનાઈ પણ ન કરી. અને મનાઈ કરવાની જરૂર પણ કોઇને ન લાગી.

કોઇને એવી શંકા પણ નહોતી કે આ શાંત અને સહન-શીલ છોકરી કંઈ કરી બેસશે. અતુલને પણ એ આશંકા નહોતી. તો પણ ગંગાના ધસમસતા પ્રવાહની નજીક બેઠેલી જોઇને અતુલનું

હૃદય ધડકી ઊઠયું. એક વખત વિચાર્યું કે, લાવ મનાઈ કરૂં. ફરી વિચાર્યું કે લાવ પાસે જઈને ઉભો રહું, પણ લજ્જાને લીધે એનાથી કશું જ ન થઈ શકયું.

અગ્નિની આંચ ન પહોંચે એટલે દૂર જ્યાં સૌ બેઠા હતા, ત્યાં આગળ અતુલ જઈને બેઠો. એકાએક એના મનમાં એ સનાતન પ્રશ્ન ઊઠયો કે, જે કાલે હતું તે આજ નથી અને આજે પણ જે હતું તેનું નશ્વર શરીર ધીરે ધીરે ભસ્મ થઇ રહ્યું છે. અત્યારે એને ઓળખી પણ શકાતું નથી ! એજ શરીરના આશ્રયે કેટલી આશા, કેટલી આકાંક્ષા અને કેટલી ચિંતા હતી ? પળ વારમાં એ કયાં જતું રહ્યું ! તો હવે એનું મૂલ્ય શું ? એને મરતાં કેટલી વાર લાગે ?

એની દૃષ્ટિ સમીપ એનું જીવન ખડું થઈ ગયું. લગભગ ત્રણ વરસ પહેલાં એ પણ મરવાની તૈયારીમાં જ હતો; પણ મૃત્યુ ન આવ્યું. અકસ્માત એની દૃષ્ટિ અગ્નિમાંથી નીકળતા ધુમાડાના ગોટાને વીંધીને પેલે પાર ગઈ. એના મને કહ્યું—તે દિવસે મને મરવા ન દીધો તે આ જ છોકરીએ !

અતુલની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. એણે મનમાં કહ્યું— રૂપ શું છે, કંઈ જ નહિ. રૂપનું જ જો મૂલ્ય હોય તો ત્રણ વરસ પહેલાં રૂપના બજારમાં એણે પોતે જ દેવાળું કાઢયું હતું. તે દિવસે ઘણા સગાંવહાલાંએ પોતા તરફ દૃષ્ટિ પણ નહોતી કરી.

સમય કેમ જતો હતો એનું એને બિલકુલ ભાન નહોતું.

ચિતા ક્યારે હોલવાઈ ગઈ એ પણ એણે ન જોયું. એ તો પેલી નિશ્ચલ બેઠેલી વિષાદમૂર્તિને જ જોયા કરતો હતો.

અનાથનાથે કહ્યું—ચાલો ભાઇ, બાકીનું પૂરૂં કરી નાંખીએ.

'ચાલો' કહીને સૌ ઊભા થયા, અતુલ તો જાણે સ્વપ્ન જોતો હતો. એ સ્વપ્ન જાણે સરી પડ્યું.

એ વખતે સૂર્યનું તેજ પશ્ચિમમાં ઢળતું હતું. એ આથમતા તેજના આછા પ્રકાશમાં ઘાટ ઉપર પડેલી એ બંગડીઓ જોઈને અતુલ સમસમી ગયો. એ બંગડી એણે જ આપેલી હતી, જેનું કીમતી ઘરેણાથી પણ વધારે પ્યાર કરીને જ્ઞાનદા જતન કરતી હતી. સેંકડો પ્રકારની લાંછનાઓ અને હજારો પ્રકારનાં ધિક્કાર સહન કરીને પણ જ્ઞાનદા જે બંગડીની મમતા છોડી શકી નહોતી, એને પોતાને જ હાથે તોડીને જ્ઞાનદાએ પોતાની કીંમત અતુલને આપી દીધી. અતુલે ઝડપથી આગળ વધીને એ બંગડીને સ્નેહપૂર્વક ઉપાડી લીધી. આખંડ હતી ત્યારે જેની કદર એણે ન કરી તેના તુચ્છ ટુકડાઓને પણ આજે એણે અમૂલ્ય માનીને લઈ લીધાં.

પગરવાનો અવાજ સાંભળીને જ્ઞાનદાએ પાછળ જોયું. એ દૃષ્ટિ અતુલથી સહન ન થઈ. એક વખત એના હાથ પકડવા એ આગળ વધ્યો ખરો, પણ પાછો હટી ગયો. ત્યાંજ ઊભા રહીને એણે કહ્યું—જ્ઞાનદા, ભૂલ તો માણસ માત્રની થાય છે, પરંતુ...

આટલું કહીને એણે પોતાની મુઠ્ઠી ઉઘાડીને બતાવી. સંધ્યાની

લાલીમાં એ કાચના ટૂકડા ચમકી ઊઠયા. અતુલે એવાજ ગદ્‌ગદ્ કંઠે કહ્યું—આજે તું જેને તોડીને નાંખી આવી તેને જ હું સ્મશાનમાંથી લઈ આવ્યો છું.

જ્ઞાનદાને કંઈ સમજાણુ ન પડી. એટલે એણે પોતાના ગાઢ શોકના બોજાથી શિથિલ બનેલી ઉદાસ દૃષ્ટિ અતુલ પર ફેરવીને ઘણા દિવસ પછી ધીરેથી શબ્દોચ્ચાર કર્યો—કેમ ?

ઉત્તર આપવાનો પ્રયત્ન કરતાં તો અતુલની આંખો આંસુથી ભરાઈ આવી, પણ એણે એવી જ દશામાં કહ્યું—જ્ઞાનુ, દુર્ગામાસીની ચિતાના અગ્નિના પ્રકાશમાં મેં એક વસ્તુ બહુજ સ્પષ્ટ જોઈ, જેને હું કદીય ભૂલીશ નહિ. તેં જોર કરીને કાચની બંગડી તોડી એટલે એ તો તુટી ગઈ, પણ આપણાં ભાવનો એ વિનિમય એવોજ અખંડ છે. એને તોડવાનું બળ તો તારામાં, મારામાં અને કોઈનામાં નથી. હું જે ન કરી શકયો એ તારાથી પણ નહિ થઈ શકે. એટલે જ એ તુટેલી બંગડીને લાવીને છાતી-સરસી ચાંપીને હું ઘેર જાઉં છું.

જ્ઞાનદા બેહોશની જેમ તાકતી જયાંની ત્યાં ઊભી રહી. અતુલે એકાએક એનો નિર્બળ જમણો હાથ પોતાના બન્ને હાથમાં સમાવી દીધો. પરંતુ જ્ઞાનદા તો પત્થરની મૂર્તિની જેમ ઊભી જ રહી.

અતુલ ક્ષણભર ચુપ રહીને આંસુઓથી રૂંધાયલા સ્વરે બોલ્યો—જ્ઞાનુ, મારા પાપનો જે દંડ દેવો હોય તે દે, પણ આવું ન કરીશ! મેં ગમે તેટલા અપરાધ કર્યા હોય તો પણ

તારે મને પોતાનો કરી લેવો રહ્યો. મારો ત્યાગ કરીને મને દંડ દેવાની શક્તિ તારામાં નથી, એની મને ખબર છે.

આ સાંભળીને જ્ઞાનદાએ માથું ઢાળી દીધું, પણ એના મુખમાંથી શબ્દ ન નીકળ્યો. માત્ર એનો દુબળોપાતળો હાથ અતુલની બદ્ધ અંજલિમાં એક વાર કંપી ઊઠ્યો.

●

## ૧

શૈલેશ્વર ઘોશાલ પહેલી પત્નીના વિયોગ પછી મિત્રો આગળ ફરીથી ગૃહસ્થાશ્રમ માંડવાની વાત કરતા ત્યારે શરમના માર્યા એટલા બધા સંકોચાતા કે સૌ મિત્રો મોટેથી હસી પડતા. શૈલેશ્વર કલકત્તાની જાણીતી કૉલેજમાં ફીલસુફીના પ્રોફેસર છે. એમની પાસે વિલાયતની ઉંચી ડીગ્રી છે અને મહિને આઠસો રૂપિયાનો પગાર મળે છે. હજી બત્રીસ વર્ષની પણ પૂરી ઉંમર નથી. પાંચ મહિના થયાં નવ વર્ષનો એક બાળક મૂકીને એમની પત્ની અવસાન પામી છે. કલકત્તામાં પટલડાંગા સ્ટ્રીટમાં પેઢી દરપેઢીનું મોટું ઘર છે. આખાય ઘરમાં હવે બાળક વિના એમને બીજું કોઈ કુટુંબી જ નથી. હા, નોકર, રસોયો, ગાડીવાળો વગેરે મળીને સાત આઠ માણસોની ઘરમાં વસ્તી છે.

પહેલાં શૈલેશ્વરબાબુની લગ્ન કરવાની ઈચ્છા જ નહોતી; અને એ સ્વાભાવિક હતું. પણ સમય જતાં હવે પાછી લગ્ન કરવાની ઈચ્છા પ્રબળ થઈ; અને એમાંય નવીન નહોતું. એમને ખબર પડી કે ભવાનીપુરવાળા ભૂપેન્દ્ર બેનરજીની વચલી દીકરીએ મેટ્રીક પસાર કરી છે અને સંસ્કાર સાથે રૂપ પણ ઓછું નથી.

આ ખબરમાં ખાસ કુતૂહલ નહોતું અને આજના સંસ્કારી ગણાતા વર્ગમાં આ ખબર સામાન્ય હતી, છતાં તે દિવસે શૈલેશ્વરબાબુના દીવાનખાનામાં મિત્રો આગળ આ વાત વિગતવાર ચર્ચાઇ. એક મહેતાજી શૈલબાબુના અંતરંગ મંડળમાં ન હોવા છતાં, પણ આ મિત્રમંડળમાં બેસતાઊઠતા હતા. એમનો પગાર નાચીજ હતો, પણ સંસ્કારી અને ઉચ્ચ અધિકારીઓની મૈત્રિના સંતોષથી એમને એ ઉણપ લાગતી નહોતી. સ્વભાવે જરા ગાંડપણનો અંશ હતો. એટલે બીજા મિત્રો અને પ્રોફેસરો એમને 'પંડિતજી'ના બહુમાનથી બોલાવતા. મહેતાજી એટલા બેપરવા હતા કે મોઢે આવતું તે બોલી દેતા. સંભાળીને વાત કરવાની એમને ટેવ જ નહોતી અને આ કાર્ય માટે એ પોતાને જવાબદાર માનતા નહોતા. પંડિતજી અંગ્રેજી જાણતા નહોતા એટલે ખાસ કરીને જ્યારે કોઇ સ્ત્રીની મેટ્રીક, ઇન્ટર, કે બી. એ.ની પરીક્ષા પસાર કર્યાના સમાચાર સાંભળતા ત્યારે એમના ગુસ્સાનો પાર નહોતો રહેતો. ભૂપેન્દ્રબાબુની દીકરીની વાત નીકળી ત્યારે પણ પંડિતજીથી ન રહેવાયું, એટલે તરત બોલી ઊઠયા—શૈલબાબુ, પહેલી બિચારીને ઘરમાંથી કાઢી મૂકી, બીજીને ખાઈ ગયા અને પાછા ત્રીજીનો જીવ લેવા તૈયાર થયા છો ! ઘર જ માંડવું હોય તો તો ઉમેશ ભટ્ટાચાર્યની છોકરી (શૈલેશ્વરની કાઢી મૂકેલા પ્રથમ પત્ની)એ શું અપરાધ કર્યો છે ? ગૃહસ્થ બનવું હોય તો કૃપા કરીને એ જ બિચારીને લાવો ને !

ઉપસ્થિત મિત્રોમાંથી કોઇને પણ આ રહસ્યની ખબર નહોતી, એટલે સૌ આશ્ચર્યચકિત થઇ ગયા. પંડિતજીએ પાછું શરૂ કર્યું—એ બિચારી તરફ ઇશ્વિરે કૃપાદષ્ટિ કરી છે અને જ્યારે પ્રસંગ આવ્યો છે ત્યારે તો તમારી ફરજ છે કે તમે એને જ

પાછી સંઘરો. નવા લગ્નની ભાંજગડમાં મહેરબાની કરીને ન પડશો. મેટ્રીક પાસ છે! પાસ છે તેથી શું એને હક્ક મળી ગયો?

ગુસ્સાને લઇને પંડિતજીની આંખો લાલલાલ થઈ ગઇ. શૈલબાબુએ ક્રોધ દબાવીને કહ્યું—પંડિતજી, તમને ખબર નહિ હોય કે એ પાગલ બની ગઇ છે.

ગમે તે કોઈ તેને પાગલ કહેતુ, એટલે પંડિતજી પછી કોઈના નહોતા રહેતા. તે એકદમ ચિઢાઇને બોલ્યા—પાગલ તો આખી દુનિયા છે. મને પણ લોક પાગલ કહે છે. એટલે શું હું પાગલ બની ગયો? અથવા સાચે જ હું પાગલ છું?

એેકેલી મંડળી જોરથી હસી પડી. પરંતુ એ હાસ્યમાં વાત દબાઈ નહિ. હાસ્યનો વેગ શમ્યા પછી શૈલબાબુએ એ આખી ય ઘટના સૌને વિગતવાર કહી સંભળાવી. શરમાતા શરમાતા શૈલબાબુએ કહ્યું—મારા જીવનમાં એ બહુ જ કમનસીબ પ્રસંગ બની ગયો. વિલાયત જતાં પહેલાં જ મારૂં લગ્ન થઈ ગયું હતું, અને ત્યાર પછી તરત જ મારા સસરા સાથે કોઇ કારણે અણ-બનાવ થઇ ગયો. એ અણબનાવે ધીરે ધીરે ભયાનક સ્વરૂપ પકડયું. એ સિવાય પિતાજીએ એનું મગજ ચસ્કેલ છે એમ કહીને, પોતાના ઘરમાં એવી વહુ નકામી છે એમ માનીને, એને પોતાને પિયેર મોકલી દીધી. વિલાયતથી આવ્યા પછી મેં એને જોઇ જ નહિ.

હવે શૈલેશે જબરજસ્તી હસવાનો પ્રયત્ન કર્યો; અને વાત આગળ ચલાવી—પંડિતજી! મહારાજ! જો એ પાગલ ન હોત તો વિલાયતથી હું પાછો ફર્યો ત્યાર પછી એક વખત પણ એને એના માબાપ સાસરે તો મોકલત ને? અને ધારો કે એ અત્યારે આવી પહોંચે તો તમારી તો દુર્ગતિ જ કરી મૂકે. આ ચાહના

પ્યાલામાં ગંગાનું પાણી રેડીને અને તમારી હાજરીની પરવા કર્યા વિના આ ઓરડામાંથી સાવરણી વાળતાં વાળતાં તમને પણ સાથે વાળી કાઢે. બોલો, હવે આપ શું કહો છો ?

પંડિતજી જરા શાંત થયા અને આ આખીય ઘટનાનો ઉત્તર ન દેવાયાથી જરા મૂઢ જેવું મુખ કરીને બોલ્યા—ભાઇ, એવું હોય તો ઇશ્વર જાણે.

પરંતુ આ કથનનું સમર્થન કોઇએ ન કર્યું. આમતેમ ગામ-ગપાટા મારીને 'મોડું થયું' કહીને મહેફીલ વિખરાઇ. રોજ આ વખતે જ સભા વિસર્જન થતી હતી અને આજે પણ વખતસર જ સૌ વિખરાયા. પણ આજે કોણ જાણે કેમ સૌના મુખ પર ગ્લાનિ અને વિષાદની છાયા સ્પષ્ટ દેખાતી હતી, તે કેડ વિસર્જનના અંત સુધી જેમની તેમ રહી.

૨

શૈલેશને મનમાં તો ખબર પડી ગઈ કે મિત્રોએ પોતાના ત્રીજા વિવાહની વાતને અનુમોદન ન આપ્યું, પણ ઉલ્ટું મૌન રાખીને આખી ને આખી વસ્તુ તરફ મૂગો ધિક્કાર બતાવ્યો. એટલે એક તરફથી ગુસ્સો અને બીજી બાજુથી લજ્જાને લઇ શૈલેશની વ્યાકુળતાનો પાર ન રહ્યો. અઢાર વર્ષની ઉંમરે શૈલેશનું પહેલું લગ્ન થયું હતું. એ વખતે એની પત્ની ઉષાની ઉંમર માત્ર અગીઆર વર્ષની હતી. રૂપ અને લાવણ્યમાં જરાય ઓછપ ન હોવાથી કાલીપદ બાબુ (શૈલેશના પિતા) નજીવી કિંમતે પુત્રનું વેચાણ કરવા તૈયાર થઇ ગયા હતા. પણ પાછળની લેવડદેવડની વાતમાં શૈલેશના વિલાયત ગયા પછી બન્ને વેપારીઓમાં ઝઘડો થયો અને ધીરે ધીરે એ ઝઘડાએ ભયાનક દ્વેષનું સ્વરૂપ લીધું. બન્ને સંબંધીઓનો પરસ્પર મોઢું દેખાડવાનો સંબંધ પણ ન રહ્યો. સસરાએ વહુને જબરજસ્તીથી પિયેર મોકલી દીધી. પરિણામ એ આવ્યું કે પુત્રના વિલાયતથી પાછા ફર્યા પછી પોતાની હઠને લઈ વહુને પોતાને ઘેર ન બોલાવી તે ન જ બોલાવી. અને બોલાવવાની અંતરથી ઇચ્છા ય નહોતી. સામા

વેવાઇ ઉમેશ તર્કાલંકાર સ્વાભિમાની પુરૂષ હતા. પોતાનું અને કન્યાનું સ્વમાન જતું કરીને પુત્રીને વગર બોલાવ્યો સાસરે વિદાય કરવી એ એમના જેવા માણસને માટે અસંભવિત હતું. ઘણાએએ સમજાવ્યા પણ એ સ્વમાની એકના બે ન થયા. શૈલેશને પ્રવાસ દરમ્યાન જ આ આખીય ઘટનાનો આભાસ થયો હતો, પણ વિગતવાર ઘટનાની એને જાણ નહોતી. જેટલી વાતની એને ખબર પડી હતી, તે જોતાં તો એને એમ લાગતું હતું કે આવો સાધારણ ઝઘડો દૂર કરવો મુશ્કેલ નહિ પડે. ઘેર ગયા પછી એ બધું ઠીક થઈ રહેશે, પરંતુ ચાર વર્ષ પછી જ્યારે પાછો સ્વદેશ આવ્યો ત્યારે એના સ્વભાવમાં જબરૂં રૂપાંતર થઇ ગયું હતું. એટલે ઘેર આવ્યા પછી એક બેરીસ્ટરની પુત્રી અને વિલાયતી રીતરિવાજમાં પાવરધી કન્યાની સાથે પોતાના બીજી વારના લગ્નની વાત સાંભળતાં જ એણે સંકોચ વિના પોતાની સંમતિ આપી દીધી. ત્યાર પછી વર્ષો વીતી ગયાં. શૈલેશના પિતા આજે તો દુનિયા પર હાજર નથી અને બિમાર વૃદ્ધ તર્કાલંકાર પણ આ સ્થૂલ દુનિયાનો ત્યાગ કરી ગયા છે. આ સમય દરમ્યાન શૈલેશને સાસરાની ખબરઅંતર મળ્યા કરતી. એની પહેલી પત્ની એના ભાઇઓ સાથે રહે છે અને જપતપમાં પોતાનું જીવન ગાળે છે. એની શુચિની ભાવના એટલી હદે પહોંચી છે કે એને ગાંડપણ માનીને ભાઇઓ એનાથી કંટાળ્યા છે. આમાંથી એક પણ ખબરથી શૈલેશને સુખ નહોતું. પણ એને એટલું આશ્વાસન હતું કે આવી પ્રકૃતિવાળી સ્ત્રીનું ચારિત્ર્ય નિષ્કલંક હોય છે.

શૈલેશને વિચારને અંતે લાગ્યું કે ભૂપેન્દ્રબાબુની એ સંસ્કારી કન્યાની આશા હવે છોડી દેવી જ રહી. કોઇ ગામડાની ૨૫–૨૬ વર્ષની અભણ કન્યા લાવીને એના હાથમાં આખું ભર્યું

ઘર સોંપી દેવું એ તો મૂર્ખાઈજ છે. અને પાછું સોમેન્દ્ર (પુત્ર)નું શું થાય ? કદાચ ઉષા આવે તો પણ આ શોકયના દીકરાને કેમ રાખે એ પ્રશ્ન પણ ગંભીર હતો. આવી ચિંતામાં ને ચિંતામાં શૈલેશનું દુઃખ વધતું જતું હતું.

એની બહેન વિભાનું સાસરૂં સ્યામબજારમાં છે. વિભાના પતિ બેરીસ્ટર હોઇને વકીલાત કરે છે. એટલે શૈલેશને વિચાર આવ્યો કે બહેનની પાસે સોમેન્દ્ર સંકોચ વિના રહી શકશે. પણ પાછો વિચાર આવ્યો કે આ વ્યવસ્થા લાંબી નહિ ટકે.

શૈલેશ ભલો આદમી હતો. એટલું જ હતું કે એનો સ્વભાવ જરા નબળો હતો. એ કારણે એનામાં સંકોચ અને લજ્જા વધારે હતાં. સંસ્કારના અભિમાનની સાથે સાથે એને એવું પણ અભિમાન હતું કે જાણી જોઇને કોઈને જરા પણ અન્યાય એ કરતો નહિ. મિત્રો કદાચ મોઢે ન કહે પણ મનમાં તો જરૂર અપરાધી ઠરાવે એમ શૈલેશનું માનવું સત્ય હતું. એટલે આ જાતની બદનામી સહન કરવી શૈલેશને માટે શકય નહોતી.

આખી રાત ચિંતામાં જાગરણ કરીને સવારે વહેલા ઉઠતાંજ એને એક સહજ ઉપાય સૂઝયો. પહેલી પત્નીને બોલાવવા કોઇ માણસ મોકલ્યો હોય તો આખી ગૂંચ સહેલાઇથી ઉકલી જાય. એક તો એ આવશેજ નહિ, અને કદાચ આવશે તો આ મ્લેચ્છોની મિજલસ જોઇને એ દિવસમાંજ નાસી જશે. એટલે પાછળથી મને કોઈ દોષ નહિ દે. એ દરમ્યાન સોમેન્દ્રને પાંચ દિવસ પૂરતો એની ફોઇને ત્યાં મોકલી દઇશ. શૈલેશને એમ થયું કે આવી સીધીસાદી વાત આજ સુધી કેમ ન સૂઝી !

શૈલેશે કોલેજમાંથી અઠવાડિયાની રજા લીધી, અને અલ્હાબાદમાં પોતાના એક બાલમિત્ર રહેતા હતા ત્યાં તારથી પોતાના

આવવાના સમાચાર મોકલી દીધા. વિભાને પત્ર લખી દીધો કે પોતે ઉષાને તેડવા માણસને નંદીપુર મોકલ્યો છે, એટલે કદાચ એ આવે તો તે દરમ્યાન વિભાએ અહીં આવીને સોમેન્દ્રને શ્યામબજાર લઈ જવો. પોતે અઠવાડિયામાં પ્રયાગથી પાછો આવી જશે.

શૈલેશને મામાનો એક છોકરો હતો. તે એક ઓફિસમાં કારકુન હતો. તેને બોલાવીને શૈલેશે ભાભીને તેડવા નંદીપુર જવાનું કહ્યું.

ભૂતનાથને જરા નવાઈ લાગી. એણે પૂછ્યું—કઈ ભાભી ?

શૈલેશ—કેમ, ઉમેશ ભટ્ટાચાર્યને ત્યાં તું જાનમાં નહોતો આવ્યો ?

ભૂતનાથ—હા, હા, યાદ આવ્યું. પણ હું ત્યાં કોઈને ઓળખતો નથી ને ? એ મારી સાથે શી રીતે આવશે ?

શૈલેશ—ન આવે તો કંઈ નહિ. એમાં તને શું નુકસાન જવાનું છે. તારી સાથે એક દાસી અને પાલખી પણ લેતો જજે. આવવાનું ના કહે તો તરત પાછો ફરજે.

ભૂતનાથ આશ્ચર્યમાં પળવાર ચૂપ રહ્યો. પછી કહ્યું—ઠીક જઈશ, પણ ત્યાં કંઈ તોફાન તો નહિ થાય ને ?

એને ખર્ચના રૂપિયા આપતાં શૈલેશે કહ્યું—શાનું તોફાન થવાનું છે ! આજે અગત્યના કારણે મારે પ્રયાગ જવું છે. સાત આઠ દિવસમાં પાછો આવીશ. તારી ભાભી આવે તો તેને આ ચાવીનો ઝૂમખો આપી દેજે. અને ઘરખર્ચ માટે જે જોઈએ તે એમાંથી લે.

ભૂતનાથે રાજી થઈને કહ્યું—ઠીક, પણ મોટા ભાઈ, એકાએક

તમારો વિચાર કેમ બદલાઈ ગયો ?

શૈલેશે ચિંતિત ભાવે જરા શાંત રહીને કહ્યું-એ નહિ આવે એ નક્કી છે. તો પણ લોકલાજને ખાતર બોલાવવા જવું તે વાજબી છે. જે ખબર લાવે તે શ્યામબજાર પહોંચાડજે. સોમેન્દ્રને આવીને વિભા લઇ જાય એવું જરૂર એને કહેતો જજે.

રાત્રે પંજાબ મેઇલમાં શૈલેશ અલ્હાબાદ રવાના થયો.

## ૩

કેટલાક દિવસ પછી એક બપોરે ઘર આગળ એક મોટર આવીને ઊભી, અને તેમાંથી બાવીસ ત્રેવીસ વર્ષની એક યુવતી ઘરનાં દીવાનખાનામાં આવી. જમીન પર શેતરંજી બિછાવેલી હતી અને એના ઉપર બેસીને સોમેન્દ્ર એક ચિત્રનું આલ્બમ જોતો હતો. પોતાની નવી માને બધાં ચિત્રોની ઓળખ આપતો અને વચમાં વચમાં કોઈક ચિત્રની વિચિત્રતા પર જોરથી હસી પડતો. અચાનક આગંતુક યુવતી તરફ નજર પડતાં જ સોમેન્દ્ર હર્ષથી બોલી ઊઠયો—મા, ફઈબા આવ્યાં.

ઉષા ઊઠીને ઊભી થઈ ગઈ. જરા હસીને એણે સોમેન્દ્રને કહ્યું-ભાઈ, તેં ફઈબાને પ્રણામ ન કર્યા ?

સોમેન્દ્રને માટે આ શિક્ષણ સાવ નવું હતું. એણે તરત ફઈબાના બુટપહેરેલા પગને ચૂમીને અનિચ્છાએ પણ પ્રણામનો વિધિ પૂરો કર્યો. ઉષાએ કહ્યું—બેન, કેમ હજુ ઊભાં છો, બેસોને.

વિભાએ પૂછ્યું—ભાભી, કયારે આવ્યાં તમે ?

ઉષાએ કહ્યું—સોમવારે. આજે ત્રણ દિવસ થયા, પણ તમે બેસો તો ખરાં.

વિભા કંઇ દોસ્તી કરવા કે સુમેળ સાધવા આવી નહોતી. એ તો ઘેરથી જ ગુસ્સામાં ને ગુસ્સામાં નીકળી હતી, એટલે થડકાને અવાજે બોલી—બેસવાની ફુરસદ નથી. હું તો સોમેન્દ્રને લેવા આવી છું.

ઉષાએ આ લૂખી વાતચીતનો ઉત્તર હસીનેજ વાળતાં કહ્યું—બ્હેન, પછી હું એકલી તે અહીં શી રીતે રહીશ? પિયેરમાં પણ ભાઇઓના બાળકો વડે જ હું જીવતી. મને એકલતા ખૂબ અકારી લાગે છે, બ્હેન !

આટલું કહીને ઉષા પાછી હસી.

આ હાસ્યનો ઉત્તર વિભાએ કડક સ્વરે જ પાછો વાળ્યો. સોમેન્દ્રને બોલાવીને કહ્યું—સોમેન, તારા બાપુએ તને મારે ત્યાં આવવાનું અને રહેવાનું કહ્યું છે. હું અહીં નકામી ખોટી થવા નથી આવી. જા, જલ્દી જઇને તારા કપડાં લઈ લે, પછી મારે ન્યૂમાર્કેટ જવું છે.

માતા અને ફૈબા બન્નેની વચ્ચે સોમેન્દ્રની દશા મૂંઝવણ ભરી થઈ. એનો ઉદાસ ચહેરો એની મૂંઝવણને સ્પષ્ટ રીતે વ્યક્ત કરતો હતો. ડરતાં ડરતાં એણે કહ્યું—ફૈબા, બાની ઇચ્છા જવા દેવાની નથી ને ?

બાળકનું સંકટ જોઇને તરતજ ઉષા બોલી ઊઠી—જવા માટે હું તને ના નથી કહેતી, ભાઈ! હું તો એટલુંજ કહું છું કે તારા ગયા પછી એકલાં મને આ મોટું ઘર ખાવા ધાશે.

સોમેને આનો કંઇ ઉત્તર ન વાળ્યો. માતાની પાસે જઇને સોડમાં લપાઈ ગયો. તે ભૂલી ગયો કે એ એની વિમાતા છે. બાળકના વાળમાં આંગળીઓ રમાડતી અને હસતી ઉષાએ નણંદને કહ્યું—બેન, એને આવવાની ઇચ્છા નથી લાગતી.

લજ્જા અને ક્રોધને લીધે વિભાનો ચહેરો જોવા જેવો થઇ ગયો. સંસ્કારી સમાજમાં રહેવા છતાં અને ઉચ્ચ કેળવણી પામ્યા છતાં એ પોતાને સંભાળી ન શકી. ગુસ્સો પ્રગટ કરતાં બોલી—એને આવ્યા વિના નહિ ચાલે. તમે ન હોત તો એ જરૂર આવત.

ઉષાના હોઠ માત્ર જરા સંકોચાયા. બસ, આ વિના એના ચહેરા પર બીજું ભાવાન્તર ન દેખાયું. એણે કહ્યું—આપણે મોટા માણસો આપણા કર્તવ્યનું પાલન નથી કરી શકતાં તો બહેન, આ તો બાળક કહેવાય! એની હજી તો ઉંમર કેટલી? અને મને બાળક સંભાળતાં આવડે છે એટલે એની ચિંતા તમે ન કરશો.

વિભાએ વધારે કઠોર બનીને કહ્યું—તો પછી હું ભાઇને પત્ર લખી દઇશ?

ઉષાએ શાંતિથી કહ્યું—લખી દેજો. અને જુઓ, ઉંમરમાં તો હું તમારાથી મોટી છું એટલે તમે આમ નકામું રૂસણું નહિ લઇ શકો.

પછી જરા હસીને કહ્યું—આજે ગુસ્સામાં ને ગુસ્સામાં તમે બેઠાં પણ નહિ.

વિભાએ ટૂંકમાં પતાવ્યું—આજે મારે ઉતાવળ છે, જાઉં છું.

વિભા ઝડપથી આવીને મોટરમાં બેસી ગઇ. બેસતાં બેસતાં જરા ઉંચે જોયું તો બારણામાંજ સોમેનને સોડમાં લપાવતી ઉષા એની તરફ તાકતી પથ્થરની મૂર્તિની જેમ ઊભી હતી.

## ૪

સાત દિવસની રજા હતી, છતાં શૈલેશે લગભગ અમદાવાદમાં પખવાડિયું ગાળ્યું. ત્યાર પછી એક દિવસ કલકત્તા રહીને અકસ્માત એક બપોરે ઘેર આવી ચડ્યો. નીચે ઓટલા ઉપર સોમેન એક ખૂણામાં પતંગ ઉડાવવાના સામાનની તૈયારી કરતો હતો, એટલે એને પિતાશ્રીના આવવાનું ભાન ન રહ્યું; પણ જ્યાં દૃષ્ટિ પડી કે તરતજ ઊઠીને પ્રણામ કર્યાં. હજી પ્રણામ કરવાની ટેવ સોમેનને સહજ નહોતી બની, એ એની રીત ઉપરથીજ સમજાતું. આ ઢંગથી શૈલેશને જરા આશ્ચર્ય થયું.

શૈલેશે પુત્રને પૂછ્યું—શું કરે છે, સોમેન?

સોમેન સહજ ભાવે બોલ્યો—બાપુ, બોલો તો આ મારી પાસે શું હશે?

શૈલેશે કહ્યું—હું શું જાણું!

સોમેન તાળી વગાડીને હર્ષથી બોલ્યો—અરે, એ તો આકાશી દીવો છે.

શૈલેશે પૂછ્યું—આકાશી દીવો?

આ આકાશી દીવાની અદ્ભુત કથા સોમેને આજ સવારે જ

સાંભળી હતી, એજ કથા એણે બાપને કહી—બાપુ, આજે તો સંક્રાંતિ છે ને, એટલે આ દીવાને એક વાંસની સાથે બાંધીને છેક ઉપર અગાશીમાં લટકાવી દઇશું. મા કહે છે કે—મારા દાદા વગેરે પૂર્વજો જે સ્વર્ગમાં છે ને, તેમને માટે આ રોશની કરવી પડે. અને આનાથી ખુશ થઇને તેઓ આશીર્વાદ મોકલે છે.

શૈલેશનો ગુસ્સો આમ તો ઠેકાણે હતોજ નહિ, ત્યાં છોકરાના મુખથી આ શોકજનક કથા સાંભળતાં જ ચીઢાઇ ગયો. એણે દીવાને ઠોકર મારીને સોમેનને ધમકાવતાં કહ્યું—આશીર્વાદ મોકલે છે! આ બધા કુસંસ્કાર ક્યાંથી લાવ્યો ? કોણ જાણે ! જા, તારો અભ્યાસ કર.

મહામહેનત અને ખૂબ આનંદથી તૈયાર કરેલો આકાશદીપ તૂટી જવાથી સોમેન રડવા જેવો થઇ ગયો. આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. ઉપલા માળના એક ઓરડામાંથી મીઠો અવાજ આવ્યો—બેટા, સોમેન ! કાલે બજારમાંથી આનાથી પણ સુંદર આકાશદીપ તને મંગાવી આપીશ. અહીં મારી પાસે આવતો રહે. બાળક આંખો લૂછતો ઉપર ચાલ્યો ગયો. શૈલશનો મિજાજ હાથથી ગયો અને શું કરવું એની સમજણ ન પડી, એટલે સીધો પોતાના અભ્યાસગૃહમાં ચાલ્યો ગયો. અને તરતજ નોકરને પોકારતી ઘંટડી ટનનનન અવાજથી બોલી ઉઠી, પણ કોઇ બોલ્યું નહિ.

શૈલેશે બૂમ પાડી—અબ્દુલ્લા !

અબ્દુલ્લાનો પત્તો નહોતો.

ફરીથી બૂમ પાડી—ગીરધારી ! ઓ ગીરધારી !

ગીરધારીને બદલે બંગાળી નોકર ગોકુલે માથું નમાવીને કહ્યું—જી, સરકાર.

શૈલેશે જોરથી બોલતાં કહ્યું—બધા ક્યાં મરી ગયા ?

ગોકુલ ચૂપ રહ્યો.

શૈલેશ—અબ્દુલ્લા ક્યાં છે ?

ગોકુલ—આએ એને રજા આપી દીધી, એટલે એ ઘેર ચાલ્યો ગયો.

શૈલેશ—અને ગીરધારી ?

ગોકુલે કહ્યું—એ પણ રજા મળવાથી પોતાને ગામ ચાલ્યો ગયો છે.

શૈલેશ ગુસ્સામાં ને ગુસ્સામાં બોલ્યો—એટલે ઘરમાં બીજા આદમી જ નથી ?

ગોકુલે માથું જરા હલાવીને કહ્યું—જી, ના. બાકી તો સૌ છે.

શૈલેશે પોતાને હાથેજ બુટની દોરી છોડવા માંડી. કોટ ઉતારીને ટેબલ ઉપરજ નાંખી દીધો. વળગણી પરથી ધોતિયું લીધું અને પાટલુનને ઉતારીને દૂર ફેંકી દીધું. નેકટાઇ-કોલર બધું કાઢીને જેમતેમ ફેંક્યું અને ટેબલ પરથી ઊઠીને આરામ ખુરશી પર બેઠો. ત્યાં પાસેજ ટીપાઈ પર એક ચિઠ્ઠી પડી હતી. એમાં લખ્યું હતું. "ઘરનો વિગતવાર ખર્ચ !" ઉઘાડીને જુએ તો અંદર સ્વચ્છ અક્ષરોમાં રોજનો ખર્ચ વિગતવાર લખ્યો હતો. એકાએક બારણાનો પડદો દૂર થયો અને એક સ્ત્રી અંદર આવી. દૃષ્ટિ મેળવીને શૈલેશે પોતાની દૃષ્ટિને પાછી ખર્ચની ચિઠ્ઠીમાં પરોવી દીધી. સ્ત્રીએ શૈલેશના પગ ચૂમીને પ્રણામ કર્યા. અને એક બાજુએ ઊભી રહીને બોલી—ચાહ હમણાં કરી લાવું કે જરા વાર પછી ? અને કેટલા વાગે જમશો ?

શૈલેશે કહ્યું—હું આજે જમવાનો નથી.

ઉષાએ કહ્યું—પણ હાથપગ ધોઇને ઉપર તો ચાલો. હમણાં

નહાવું ન હોય તો કંઇ નહિ. હું નાસ્તાની વ્યવસ્થા કરીને આવી છું, અને કુમુદને શરબત બનાવવાનું કહ્યું છે.

શૈલેશ—હમણાં બધું રહેવા દે.

ઉષાએ કંટાળીને કહ્યું—હું ઉષા છું, પારકી સ્ત્રી કે નોકર નથી.

શૈલેશ—હું ક્યાં કંઇ પણ કહું છું.

ઉષા—તો પછી આવું કરવાથી શું લાભ?

શૈલેશ—એ તો મારે કામ હતું એટલે જરા જવું પડયું. તેં નકામો વિભાની સાથે શા માટે ઝઘડો કર્યો?

ઉષા—એ તો કોઇએ ગપ્પું માર્યું છે. વિભાએ પણ તમને એવું નહિ કહ્યું હોય કે મેં એની સાથે ઝઘડો કર્યો છે.

શૈલેશ—અબદુલ્લાને પણ તેં રજા આપી દીધી?

ઉષા—એ વળી તમને કોણે કહ્યું? મેં એને કાઢી નથી મૂકયો! એને વરસ દિવસથી બિચારાને પગાર જ નહોતો મળ્યો, એને માટે એ મૂંઝાતો હતો. મેં પૈસા ચૂકવીને એને થોડા દિવસની રજા આપી.

શૈલેશે વિસ્મય પામીને કહ્યું—એનો પગાર ચૂકતે કર્યો? ત્યારે તો હવે એ પાછો આવી રહ્યો! અને ગીરધારી?

ઉષા—તમે તો ભલા માણસ છો! બિચારા નોકરોને પગાર ન આપીને રોકી રાખવા અને વરસમાં એમને ઘેર જરા રજા પર પણ ન જવા દેવા એ તો જબરજસ્તી કહેવાય. એમને બિચારાઓને ઘરબાર નહિ હોય? મેં એને પગાર આપીને રજા આપી દીધી.

શૈલેશ—ત્યારે તો હવે આ ઘરને વશિષ્ટ મુનિનો આશ્રમ બનાવી દે.

શૈલેશ હિસાબની ચિઠ્ઠીમાં મોઢું રાખીને જ વાતચીત કરતો હતો. એકાએક એક મોટી રકમ પર દષ્ટિ પડતાં ચોંકીને બોલ્યો—આ ચારસો છ રૂપિયાની રકમ શાની ?

ઉષાએ ઉત્તર વાળ્યો—આ રૂપિયા મેં મોદીને આપ્યા છે. હજી લગભગ બસો રૂપિયા બાકી રહ્યા છે. આવતે મહિને ચૂકવી આપીશ એવું કહ્યું છે.

શૈલેશ અચકાઇને બોલ્યો—મોદીના છસો રૂપિયા બાકી પડતા હતા ?

ઉષાએ હસીને કહ્યું—પૈસા ન આપવા, ન હિસાબ જોવો, પછી આટલા રૂપિયા બાકી ન પડે તો કેટલા પડે ? આજે બે વર્ષથી મોદીનો હિસાબ એમ ને એમ ચઢતો હતો.

આટલી વાર પછી શૈલેશે માથું ઉંચું કરીને ઉષાની સામે જોઇને પૂછ્યું—બન્ને વર્ષનો હિસાબ તેં તપાસ્યો હતો ?

ઉષા—એ વિના તો હું શી રીતે જાણું કે મોદીના છસો રૂપિયા બાકી નીકળે ! તપાસ્યા વિના બીજો ઉપાય નહોતો.

શૈલેશ ચૂપ થઇ ગયો. પણ પાંચ મિનિટના સહવાસમાં ય ઉષાથી એ છૂપું ન રહ્યું, કે શૈલેશના ચહેરા પર લજ્જાની છાયા સ્પષ્ટ પડી છે. એણે પૂછ્યું—શું વિચાર કરો છો ?

શૈલેશે હસવાનો પ્રયત્ન કરીને કહ્યું—હું એ વિચારૂં છું કે જેટલા રૂપિયા હતા તે તો તેં ખર્ચી નાંખ્યા. હવે શું કરીશું ? પગારને તો હજી પંદર દિવસ બાકી છે.

ઉષાએ ધીરજથી કહ્યું—હું કંઇ નાદાન છોકરી નથી, કે આ બધી પરિસ્થિતિનો વિચાર કર્યા વિના જ ખર્ચ કરૂં. તમે તો પંદર દિવસ કહો છો પણ હું કહું છું કે બીજા બે મહિના

તમે નિરાંતે રહો. હું એક પૈસો પણ ઘરખર્ચ માટે માગું. પણ તમે હિસાબમાં ખૂબ ગોટાળો કર્યો છે. દૂધવાળો કહે છે એના આખા વરસના પૈસા બાકી છે. ધોબીનો હિસાબ લગભગ પચાસ ઉપર જાય છે. બે ત્રણ દરજીઓના હિસાબ પણ એમ ને એમ પડયા છે. મને ખબર નથી એ દરજીનું બીલ છે. તો પણ મેં એ સર્વેને પોતપોતાનો બધો હિસાબ લાવવાનું કહ્યું છે.

શૈલેશે વિહ્વળ થઇને કહ્યું—આ બધું તેં શું કર્યું ? એ લોકો તો હજાર રૂપિયાનો હિસાબ મોકલશે, તે તું કયાંથી આપવાની છું ?

ઉષાએ નિશ્ચિંત ભાવથી કહ્યું—બધાને કયાં એકદમ આપી દેવા છે. ચાર પાંચ મહિનામાં ધીરે ધીરે ચૂકવી દઇશું. હવે બીજું દેવું તો નથી ને ! કૃપા કરીને હોય તો કહેજો કે હું તેની પણ ત્રેવડ રાખું.

શૈલેશે ઉષાના ચહેરા પર દૃષ્ટિ ફેરવીને ધીરે રહીને કહ્યું—ત્રીજે વર્ષે ઉનાળાના દિવસોમાં સીમલા જતી વખતે એક માણસને હુંડી લખી આપીને બે હજાર રૂપિયા લીધા છે. મુદ્દલ તો બાજુએ રહ્યું, પણ હજી એનું વ્યાજ સુદ્ધાં આપ્યું નથી.

ઉષા ગાલ પર હાથ મૂકીને અચંબો પામીને બોલી—તમે પણ કમાલ કરી—અને તરત જ હસી પડીને પાછી બોલી—મને લાગે છે તેમ એક વરસ સુધી આ કરજમાંથી મુક્ત નહિ થવા દો. પણ હવે કૃપા કરીને નવું દેવું ન કરશો.

શૈલેશ—હવે કોઇનું બાકી નથી રહેતું. કોઇના પાંચ પચીસ નીકળે તો ના નહિ, બાકી મોટી રકમ હવે કોઇની નથી. મને તો લાગતું હતું કે આ જન્મમાં તો દેવું આપી રહ્યા !

ઉષા—સાચું કહો છો? આ દેવા વિષે તમને વિચાર આવે છે?

શૈલેશ—વિચાર? વિચાર તો એટલા આવે છે કે ક્યારેક અડધી રાત સુધી ઉંઘ જ નથી આવતી. પગાર તો પૂરો મહિનો પણ નથી ચાલતો. પણ તને એક વાત કહું. તું મને આશ્વાસન આપીને મહેરબાની કરીને પાછો સંકટમાં ન નાંખીશ. તું સાચે જ માને છે કે એક વર્ષમાં બધું દેવું ચૂકવી શકીશ?

એકાએક ઉષાની આંખો આંસુથી ભરાઇ ગઈ. જે સ્વામીને એ અર્ધા કલાક પહેલાં પૂરો ઓળખતી પણ નહોતી, એને માટે એના હૃદયમાં કોણ જાણે કેમ અપાર સહાનુભૂતિને લઇ થતી વેદના પર હાસ્યનો પડદો નાંખીને બોલી–તમે સાચેજ ભલા માણસ છો. ઘર ચલાવવા માટે ખર્ચ થાય તો કંઈ અપાય જ નહિ? પગાર જોતાં તો આ દેવું ચૂકવતાં બહુ વખત નહિ લાગે.

શૈલેશ—પણ આપણને સૌને તકલીફ તો ખૂબ પડશે.

ઉષાએ ભાર દઇને કહ્યું—કોઇને કશી જ તકલીફ થવાની નથી. તમને તો એ પરિવર્તનની ખબર પણ નહિ પડે, બસ!

શૈલેશ સ્થિરભાવથી ચુપચાપ બેસી રહ્યો. એના શરીરમાં આવેલી શિથિલતા અને બેચેનીને બદલે એને નિરાંત અને આશાની તાઝાગી લાગી.



## ૫

આટલા દિવસની ગેરહાજરીમાં પત્રો અને વર્તમાનપત્રોનો ઢગલો થયો હતો. આ બધું ઉકેલતાં, કોઇકનો જવાબ લખતાં, શૈલેશને સાંજ પડી તેની ખબર જ ન રહી. કામ કરતા શૈલેશને કોઇ પડદાની આડમાંથી જુએ તો એની કર્તવ્યનિષ્ટા અને મનના સ્વાસ્થ્ય માટે એના તરફ આદર થયા વિના ન રહે, એવી એની અવસ્થા હતી. કાગકાજ પૂરૂં કરીને તરત જ બટન દાબીને શૈલેશે દીવો કર્યો. અને એક ફીલસુફીનું પુસ્તક લઇને વાંચવા માંડયું. જાણે મિનિટ પણ નકામી ગુમાવવી એને પરવડતી નથી. પહેલાં કયારેય શૈલેશને સાંજે આ સ્થિતિમાં કોઇ જોતું જ નહિ.

શૈલેશે થોડું વાંચ્યું, ન વાંચ્યું ત્યાં પડદો જરા હઠાવીને કુમુદે નમ્રભાવે કહ્યું—બાબુજી, બા કહે છે થાળી તૈયાર છે. પધારો.

શૈલેશે ઘડિયાળ તરફ જોઇને કહ્યું—હજી પોણો કલાક બાકી છે. મારા ભોજનનો સમય હજુ થયો નથી.

કુમુદે પૂછયું—તો ઢાંકીને રાખી મૂકવાનું કહું ?

શૈલેશે કહ્યું—હા, એ જ ઠીક છે. અબદુલ્લા હોત તો આ બધી ગરબડ ન થાત.

દાસી આટલું પૂછીને જતી હતી, ત્યાં શૈલેશે બોલાવી કહ્યું—ઢાંકી મૂકવાની જરૂર નથી. કહે કે હું આવું છું.

આજે જમવાના ઓરડામાં ખુરશીટેબલ નહોતાં. શૈલેશે આવીને જોયું તો સાવ સ્વદેશી ઢાઢથી પાટલા બીછાવેલા હતા. જૂના પિત્તળનાં વાસણો ચકચકિત કરતાં હિંદુ ઘરની સાક્ષી પૂરતાં હતાં. થાળી વ્યવસ્થિત અને સુઘડ રીતે પીરસીને મૂકી હતી. જૂદી જૂદી વાટકીઓમાં શાક અને દાળ પીરસ્યાં હતાં. સામે જ એક પાટલા ઉપર ઉષાની સોડમાં સોમેન બેઠો હતો.

શૈલેશે આસન પર બેસતાં કહ્યું—મને ખબર છે કે કદાચ તું તો જોડે બેસીને નહિ જમે, પણ સોમેનને માટે તો કંઇ વાંધો નથી ને ?

એનો ઉત્તર સોમેને જ આપી દીધો—બાપુ, હું તો રોજ બાની સાથે જ જમું છું.

શૈલેશે પોતાને ત્યાં આટલી બધી ચીજો પહેલી જ વાર બનેલી જોઇને પૂછ્યું—આ બધું તેં બનાવ્યું ?

ઉષાએ કહ્યું—જી.

શૈલેશે કહ્યું—ત્યારે તો મહારાજને પણ રજા આપી દીધી હશે ? એનો પગાર તો હું દર મહિને આપતો હતો. એને એક વર્ષનો પગાર આગળથી આપીને તો નથી રવાના કર્યો ને ?

હાસ્યને મુખમાં જ સંતાડીને ઉષા બોલી—દરકાર હોય તો નોકરચાકરને આગળથી પણ પગાર આપવો પડે, માત્ર બાકી રાખવાથી કામ નભતું નથી. મહારાજ તો અહીં જ છે, બોલાવું ?

શૈલેશે માથું ધૂણાવીને કહ્યું—ના, ના, રહેવા દે. એને જોવા માટે હું આતુર નથી. હું એમ કહેવા જતો હતો કે વચમાં

વચમાં એને રસોઇ કરવા દેજે. નહિ તો એ જેટલું શીખ્યો છે તેટલું ભૂલી જશે.

શૈલેશે આજે જે શાંતિ અને સુખથી પેટ ભરીને ભોજન કર્યું એ પ્રસંગ અને અવસ્થાથી એને પોતાની માતા જીવતી હતી, ત્યારનો એક પ્રસંગ યાદ આવ્યો. એજ સુખની લાગણી અનુભવતાં શૈલેશે ઉષાને પૂછ્યું—તું આ બધું ક્યારે શીખી?

ઉષાનો ચહેરો ઝળકી ઊઠ્યો. સ્મિત દબાવતાં એણે કહ્યું—તમને એમ હશે કે તમારા અબ્દુલ્લા બબરચી જેવું કોઇને રાંધતાજ નહિ આવડતું હોય એમ? હું ગોંસાઇની છોકરી છું, પણ મારા પિતા સિધ્ધેશ્વરીના પૂજારી હતા એટલે એ જાતનું રાંધતા પણ મારે શીખવું પડેલું.

શૈલેશ—એટલે મારે ત્યાં સાક્ષાત સિધ્ધેશ્વરી પધાર્યાં છે એમ ને? ચાલો, એ અબ્દુલ્લાનો વિયોગ પોણા સોળ આના તો હું આજેજ ભૂલી ગયો. પણ........

વાક્ય અધૂરું કહીને શૈલેશ અટકી ગયો.

ઉષાએ આતુરતાથી પૂછ્યું—પણ શું? પૂરૂં કરોને.

શૈલેશ—પણ આ દેવાનું શું થશે?

ઉષાએ દક્ષતાપૂર્વક કહ્યું—મેં તમને એમ તો નથી કહ્યું ને કે તમને અને છોકરાને ભૂખે મારીને હું દેવું ચૂકવવાની છું. કૃપા કરીને હવે એ દેવાંની વાત તમે કાઢશો જ નહિ. એ જે છે તે મારે માથે.

શૈલેશ—મને એવી ટેવ નથી, પણ........

"પણ શું? પણબણ નહિ. ખાવા ખાતર આછું તમે દેવું કર્યું છે?" ઉષાએ સૈલેશનો ભાર હલકો કરવાનો કીમિયો અજમાવ્યો.

શૈલેશે નમ્ર બનીને કહ્યું—ઉષા, મને શી ખબર પડે કે આટલું બધું દેવું શા રીતે થયું ?

ઉષાએ હસતાં હસતાં કહ્યું—હવે એ જાણુવાની તમારે જરૂર પણુ નથી. પરંતુ કૃપા કરીને હવે મને કોઈ દિવસ પાગલ કહીને તિરસ્કારી ન કાઢશો !

શૈલેશે મૂગા મૂગા ભોજન સમાપ્ત કર્યું. સોમેન અત્યાર સુધી શાંત હતો. પિતાનું ભોજન પૂરૂં થએલું જોઇ એણે માતાને કહ્યું—મા, ચાલો હવે આપણે જમી લઇએ. કાલવાળી પેલી જટાયુ ગીધની વાત પણુ આજે તમારે પૂરી કરવાની છે. પછી માએ જટાયુના છોકરાને શું કહ્યું ?

શૈલેશે ઉંચું જોઇને કહ્યું—જટાયુના છોકરાએ ગમે તે કહ્યું પણુ આ છોકરાએ તો તારૂં દિલ હરી લીધું છે, નહિ ઉષા ?

છોકરાના માથા પર વાત્સલ્યથી હાથ ફેરવતી ઉષા માતૃત્વના ભાવથી લચી પડતી મૂગીજ રહી.

શૈલેશે પ્રશ્ન કર્યો—ઉષા, આનું કારણુ તને ખબર છે ?

ઉષાએ ધીમેથી કહ્યું—મા વિનાનો છોકરો અત્યાર સુધી ઘરમાં એકલો હતો, એટલે એને કોઇની હુંફ જોઇએ તો ખરી ને ?

શૈલેશ—ઉષા, એ કારણુ તો ખરૂં પણુ એનું મુખ્ય કારણુ તો એ છે કે આ છોકરાને વાત્સલ્ય માણુવા મળ્યું જ નથી. માતા વિના મીઠી હુંફથી એ કમનસીબ છોકરો વંચિતજ રહ્યો છે.

ઉષાનું મુખ જરા લાલ થઈ ગયું. એણે કહ્યું—તમારી તો વાતો જ દુનિયાથી જુદા પ્રકારની હોય છે. તમારે શું જોઇએ ? મીઠાઈ મૂકું કે શાક ?

શૈલેશ આશ્ચર્યથી ઉષાના મુખને નિરખી રહ્યો. અત્યાર

સુધી આવો આછો છતાં અંતરની સહૃદયતાભર્યો આગ્રહ અને હૃદયની વ્યગ્રતાપૂર્વકની આતુરતા એણે માણ્યાં નહોતાં. શૈલેશને માટે આ ભાવો કલ્પનાતિત, અપ્રાપ્ય હતાં. એટલે એ ભાવ અનુભવતાં એને અપૂર્વ આનંદ આવ્યો. એને લાગ્યું, વીતેલા વર્ષોનું અંતર કોઈ માયામંત્રને બળે અલોપ થઈ ગયું. બચપણમાં સાંભળેલા કોઈ મીઠા ગીતની ટેક એને અકસ્માત સાંભરી. શૈલેશ પોતાની માતાને એકનો એક દીકરો હતો. આ ભાવ યાદ આવવાથી અને એનું સંવેદન તીવ્ર બનવાથી શૈલેશના અંતરમાં થડકાર થયો. ચકિત માણસની જેમ થાળીમાં હાથ રાખીનેજ શૈલેશે કહ્યું—ઉષા, હવે હું ઘરની તો શું પણ મારી પણ ચિંતા નહિ રાખું, બસ? આજે મને એમ થાય છે કે આખા સંસારનો ભાર મારે માથેથી ઉતરી ગયો. મને મારૂં જીવન આજે ભાર વિનાનું હળવું લાગે છે.

•

## ૬

સાત દિવસ તો કોણ જાણે ક્યાં વીતી ગયા એ જણાયું ય નહિ! પાછો રવિવાર આવ્યો પણ શૈલેશને ફુરસદ ન રહી. સવારે ઊઠતાં જ ઉષાએ કહ્યું—હું તમને રોજ કહું છું, પણ તમે સાંભળતા જ નથી. આજે જરા વિભાબહેનને ત્યાં જઈ આવો ને! એમને કેવું વિચિત્ર લાગતું હશે. તમે સાચે જ અમારી વચ્ચે અણબનાવ કરાવવા ઇચ્છો છો?

શૈલેશે શરમિંદા બનીને કહ્યું—કૉલેજમાં આજકાલ એટલું બધું કામ રહે છે કે વખત જ નથી મળતો.

ઉષા—એ તો મને ખબર છે. પણ આ તો કૉલેજથી ઘેર આવતાં પણ પા કલાકમાં પૂરૂં થાય એવું કામ છે.

શૈલેશ—ઉષા, ઘેર આવતી વખત તો એટલો થાકી જાઉં કે ન પૂછો વાત. તું એ છોકરાઓ સાથે કામ લે તો તને ખબર પડે કે કેટલો માનસિક પરિશ્રમ પડે છે.

ઉષાએ હસીને કહ્યું—ગમે તેમ હોય, આજે તો હું તમારે પગે પડું છું; ગમે તેમ કરીને વિભાબહેનને મળી આવો. રવિવારે

પણ જો કંઈ બહાનું કરીને તમે એ વાત રાખી મૂકશો તો વિભાબહેન મારું મોઢું નહિ જુએ.

ઉષાએ ગાડીવાળાને બૂમ પાડી, અને ગાડી તૈયાર કરવાનું કહ્યું. સાથે સાથે આજ્ઞા પણ કરી કે બાબુજીને શ્યામબજાર મૂકીને ગાડી જલ્દી પાછી લઈ આવ, મારે ગાડીની જરૂર છે.

જતી વખતે શૈલેશે સોમેનને સાથે લેવા માંડયો, તો ઉષાની ગોદમાંથી નીકળવું એને કાળ જેવું લાગ્યું. સોમેનનું મોઢું પડી ગયું. ફોઈની પાસે જવામાં એને જરાય આનંદ નહોતો આવતો. ખાસ કરીને તે દિવસની વાતચીત સાંભળ્યા પછી તો એને વિભા તરફ બિલકુલ સદ્‌ભાવ નહોતો. ઉષાએ છોકરાને સોડમાં જરા દબાવીને કહ્યું—સોમેનને રહેવા દો. એ મારી સાથે આવશે.

શૈલેશે પૂછ્યું—તને કેમ ખબર પડી કે એને નથી આવવું ?

"તમને જોઈને જ કંઈ આ ઘરમાં હું નથી આવી ?" કહીને હસતી હસતી ઉષા ઉપર ચાલી ગઈ.

શૈલેશને શ્યામબજારથી પાછા વળતાં લગભગ અઢી વાગી ગયા. સાથે વિભા, વિભાના પતિ ક્ષેત્રમોહનબાબુ અને એમની ૧૭–૧૮ વર્ષની એક બહેન પણ શૈલેશની સાથે આવવા તૈયાર થયાં. શૈલેશની ઈચ્છા નહોતી કે વિભા સાથે આવે. પણ એ પોતાની મેળે જ તૈયાર થઈ, ત્યારે શૈલેશ નિરૂપાય બની ગયો. ઉષાની વિરૂદ્ધ એને ઘણી ફરિયાદો હતી. પોતાને જ માત્ર કટાક્ષભરી વાતો સંભળાવીને એને સંતોષ નહોતો થયો, એટલે ગામડાની ગરીબ ઘરની ગમાર ભાભીને આ બધાના દેખતાં શરામંદી કરવાની એની પ્રબળ લાલસા હતી. મોટાભાઈને મળ્યા પછી આજે એણે જે મણ્યું તેની આગળ એક જ વાત કરી

હતી, કે કાઢી મૂકેલી વહુને લાવીને ભાઇએ ભૂલ કરી છે. એટલું જ નહિ પરંતુ સ્વર્ગસ્થ માતાપિતાને લાંછન લગાડયું છે. જેમણે એ સ્ત્રીનો ત્યાગ કર્યો તેજ સ્ત્રીને પાછી ઘરમાં લાવી જ કેમ શકાય ? સમાજમાં, સગાંવ્હાલાંઓમાં જેને આત્મીય કહેવાય નહિ, સામાજીક આનંદોત્સવોમાં જેને સાથે લઇ જતાં શરમ આવે, અને ભાભી કહીને સંબોધન કરતાં પણ જેમાં નીચું જોવું પડે, એવી અભણ અને ગમાર સ્ત્રીને ભાઇ લાવ્યા. એટલે હવે વિભાના મનમાં થયું કે સમાજમાં શી રીતે આંખો ઉંચી કરી શકશે ?

અપરિચિત ઉષાનો પક્ષ લઇને બે ચાર વાતો કરવાનો પ્રયત્ન કરતાં ક્ષેત્રમોહનબાબુ પોતાની પત્નીના ખીજવાટભર્યા જવાબો સાંભળીને ચૂપ રહ્યા હતા. વિભાએ નારાજ થઇને કહ્યું—ભાઈ મનમાં સમજે છે કે હું કશું જાણતી નથી, પણ મને બધી ખબર છે. ઘરમાં પગ મૂકતાં જ અબ્દુલ્લા જેવા જૂના નોકરને માત્ર મુસલમાન હોવાને કારણે કાઢી મૂક્યો. ગીરધારીને પણ શુદ્ર સમજીને રજા આપી દીધી. જેને નાતજાતની જ આટલી બધી પડી છે, તેની સાથે આપણા જેવાથી તો સંબંધ પણ શી રીતે રાખી શકાય ! હું તો આવી ભાભીને એક દિવસ પણ મારા ભાઇની સ્ત્રી તરીકે ન સ્વીકારૂં. પછી એને માટે જેને ખોટું લાગવાનું હોય તેને ભલે લાગે.

બધા સમજી ગયા કે આ કટાક્ષ કોને ઉદ્દેશીને થયો છે. શૈલેશે ધીરા અવાજે ઉત્તર વાળ્યો—અબદુલ્લા વગેરેને કાઢી નથી મૂકયા. બહેન, એ તો બધા ઘેર જવા માટે ઉંચાનીચા થતાં હતાં એટલે એમને રજા આપી.

અંતુંતરમાં વિભાએ બોઇને તરત જ સ્પષ્ટ સંભળાવ્યું—

પેલી ભાભીના વખતમાં તો એમને ઘેર જવાની આટલી બધી ઉત્સુકતા નહોતી થઈ? આમનો પગ ઘરમાં પડયો અને એ બિચારાઓને ઘેર જવું પડયું એજ મારૂં કહેવું છે ને!

શૈલેશને આનો ઉત્તર આપવો ઠીક ન લાગ્યો, એટલે ચૂપ રહ્યો.

વિભાએ પૂછયું—નોકર તો બધા ગયા, તો હવે તમારૂં કામ શી રીતે નભે છે?

વિભાએ પાછી આ સગવડને અનિવાર્ય અગત્ય આપતાં કહ્યું—મને ખબર છે કે આપણે ત્યાંના જે જુના માણસો ચાલ્યા ગયા એ હવે પાછા નથી આવવાના. પણ આપણા ઘરને કાંઈ ધર્મધ્વજી પંડિતનું ઘર બનાવી દીધે કેમ ચાલશે? આપણા સમાજનો તો ખ્યાલ રાખવો પડશે ને? એમની સાથે સંબંધ રાખવો હોય તો આ ધર્મધ્વજી પાખંડોનો બહિસ્કાર અને નવા સંસ્કારોનો સ્વીકાર કર્યા વિના છૂટકો નથી. એટલે પાછા સારા માણસો શોધીને રાખી લો, નહિ તો લોકો શું કહેશે?

શૈલેશે મૂળ ભાવથી જ ઉત્તર વાળ્યો—કામ નહિ ચાલે એટલે રાખી લઈશું.

વિભા—અત્યારેય તમારૂં કામ શી રીતે ચાલે છે એ તો તમે જાણો, મારાથી તો નથી સમજાતું.

વિભા ઉઠીને કપડાં પહેરવા ઓરડામાં ગઈ. જતાં જતાં બબડી—બાપનું ઘર રહ્યું એટલે ગયા વિના ન ચાલે, પણ કોણ જાણે એક પ્યાલો ચાહ પણ મળશે કે નહિ!

ક્ષેત્રમોહન હજી સુધી મૂગા બેઠા હતા. ભાઈ અને બહેનના વિતંડાવાદમાં દખલ કરવાની એમની ઇચ્છા નહોતી. પણ હવે

એમનાથી ન રહેવાયું, એટલે બોલી ઊઠયા—પહેલાં જરા જઇને જો તો ખરી, આમ નકામી બૂમો પાડવાથી શું લાભ? ન ભળે તો પછી મનમાં આવે તેવું કહેજે.

વિભા—મેં બધું જોયું છે. એ તો પહેલે દિવસે જ એમના રંગઢંગ જોઇને હું એમને ઓળખી ગઈ છું.

આટલું બોલીને વિભા ઓરડામાં કપડાં પહેરવાને ચાલી ગઈ. વિભાને કંઇયે જોવાની ફુરસદ નહોતી અને જોવાની ઇચ્છા પણ નહોતી. પત્નીનો પક્ષ સહજ રીતે લેવા ટેવાયલા ક્ષેત્રબાબુ બોલ્યા—કેમ શૈલેશ, આ બધું સાચું છે? બધા નોકરચાકરને રજા આપીને ઘરને આશ્રમ તો નથી બનાવી દેવું ને? ખાવાપીવાનું કેમ ચાલે છે?

શૈલેશે હસીને કહ્યું—શાંતિથી જમું છું, જે પહેલાં જમતો હતો.

ક્ષેત્ર—ગળે ઉતરે છે ખરું?

શૈલેશ—ગળે અટકતું તો નથી જ.

હસીને ક્ષેત્રબાબુએ કહ્યું—એ તો જાણે ખબર પડી. એ તો ખાતી વખતે કોઇને ય ગળે અટકતું નહિ હોય. પણ સાચી વસ્તુસ્થિતિ તો એ છે કે આપણે સોસાયટીમાં આ સત્યને સ્વીકારવામાં નાનમ સમજીએ છીએ. હવે તમે આજ રીતે જીવવાનું સ્વીકાર્યું છે?

શૈલેશે જરા થોભીને કહ્યું—ક્ષેત્રબાબુ, સાચી વાત તો એ છે કે મેં પોતે તો કશું જ નક્કી કર્યું નથી, અને એ નક્કી કરવાનો ભાર એણે મારા ઉપર નાંખ્યો પણ નથી. મેં એટલું નક્કી કર્યું છે કે એની મરજી વિરૂદ્ધ એના ઘરવ્યવહારમાં હું ખલેલ નથી કરવાનો.

ક્ષેત્રબાબુએ બારણા ભણી દૃષ્ટિ કરીને કહ્યું—જો જો, આ વાત તમારી બહેને જાણી તો અહીંથી અમારે જવું મુશ્કેલ થઇ જશે.

શૈલેશ—મુશ્કેલ થાય કે નહિ પણ જે સત્ય છે તેને શા માટે છુપાવવું ? પહેલાં તો મહિનાના પંદર દિવસ વિતે એટલે એ ચિંતા થવા માંડે કે બાકીના પંદર શી રીતે વિતશે ? એ બધી વાતો હવે મને નથી સતાવતી. એક તો ચોકખું મને દેખાય છે કે હવે હું જીવું છું. ઘરવ્યવહારનો કીમિયો તમારી સાળીની કરામત છે. એણે જ મને બચાવી લીધો અને ઉગાર્યો, એટલે અત્યારે તો એ જ મારી સિધ્ધેશ્વરી છે.

ક્ષેત્રબાબુ—આ બધું તમે શું કહો છો ? સાચે જ ઉષામાં આટલું દૈવત છે ? ઘરખર્ચની પીડા તમારે એકલાને જ નહિ; મારે પણ એટલી જ છે. હું તો દેવામાં દિવસે ને દિવસે વધારે ને વધારે ડૂબતો જાઉં છું. અને હવે તો ગળા સુધી આવી ગયું છે. એનાથી ઊગરવાનો એકેય ઉપાય નથી સૂઝતો. મને તો ક્યારેક એવું થાય છે કે આ ઘરબાર છોડીને જંગલમાં નાસી જાઉં.

શૈલેશ—અલ્હાબાદ જતી વખતે હું એક માસનો પગાર કબાટમાં મૂકી ગયો હતો. અને કહીને ગયો હતો કે એટલામાં જ મહિનો પૂરો થવો જોઇએ. પહેલાં ક્યારેય આ વસ્તુ શકય બની જ નહોતી. એટલે મને તો આશા જ નહોતી. સોમેનની માના જમાનામાં અને એના મૃત્યુ પછી પણ એ સંભવિત જ નહોતું બન્યું. મેં એમ માનેલું કે આ ડરથી પણ જો એ આટલા પૈસામાં મહિને પૂરો કરે તોય ઘણું થાય. જે નોકરને કાઢી મૂકવાથી વિભા નારાજ થઇ ગઇ એમને માત્ર મુસલમાન કે નીચ જાતિના હોવાને કારણે જ રજા નહોતી આપી. પણ ચઢેલા

વરસનો પગાર લઇને ખુશી થઇને એ લોકો ગયા છે. મોદીના ૪૮૦) રૂપિયા બાકી હતા એ પણ ભરાઇ ગયા. એક કાગળમાં આ બધી પાઇએ પાઇનો હિસાબ હું આવ્યો ત્યારે તૈયાર હતો. મેં આવીને પૂછ્યું—કે ઉષા, તેં આ શું નાદાની કરી ? બાકીના પંદર દિવસનો ખર્ચ કેમ ચાલશે ? ત્યારે એણે ઉત્તર વાળ્યો— હું કંઇ નાની છોકરી છું તે આ બધું નથી સમજતી ? અને સાચે જ કહું છું કે આજ સુધી અમને જરાય તંગી કે તકલીફ નથી પડી. એના હાથે તૈયાર થએલી રસોઇનો સ્વાદ મારે માટે સાવ નવી અને આનંદની વસ્તુ છે. અને મારો વિશ્વાસ છે કે મારૂં બાકીનું દેવું પણ એ સમજુ સ્ત્રી ગમે તેમ કરીને વાળી દેશે.

ક્ષેત્રમોહન કંઇ કહેવા જતા હતા ત્યાં વિભાને આવતી જોઇને ચૂપ થઇ ગયા.

મોટર તૈયાર થતાં સૌ વિદાય થયાં. આખે રસ્તે ક્ષેત્રમોહનબાબુ મૂગા જ રહ્યા. વિભાને આ સમજાયું નહિ પણ એણે તો ભાઇની સાથે ભાભીની વિરૂદ્ધ વાતો કર્યાં જ કરી.

## ૭

મોટરને દોરતાં કેટલીક વાર ! થોડી જ વારમાં બધાને લઇને મોટર શૈલેશને આંગણે આવી પહોંચી. ઘરમાં પેસતાં જ સામે સોમેન મળ્યો. ઓટલાના એક ખૂણામાં બેસીને એક હથોડી વડે પોતાના નાના એન્જીનની દુરસ્તી કરતો હતો. એને જોઇને કોઇને બોલવાની હિંમત ન ચાલી. એના ગાલે અને આખે શરીરે તિલક અને છાપાનો શણગાર હતો. ગંગાઘાટના મહારાજોએ પોતાની પાસે હતા એટલા લાલ, પીળા, સફેદ રંગથી જગન્નાથથી માંડીને અયોધ્યાના રામસીતા સુધીના બધા દેવતાઓનાં નામ લખ્યાં હતાં.

વિભાએ જરા કટાક્ષ કરીને કહ્યું—ભાઈ, દૃશ્ય તો ખૂબ સુંદર છે, નહિ ?

આ ત્રણે જણ આગળ શૈલેશના મુખમાંથી શબ્દ ન નીકળ્યો, સ્વભાવે જ એની પ્રકૃતિ કોમળ હતી; ગમે તે કારણે ધમાલ, તોફાન અને અશાંતિ ઉપજાવવાની એને ટેવ નહોતી. પરંતુ આ વખતે બહેનની અત્યંત કટુ ઉક્તિ એને માટે અસહ્ય થઈ પડી. બાળકના ગાલ પર જોરથી એક થપાટ મારી ખીજાઇને

બોલ્યો—બદમાશ ! આ આખે શરીરે ચિતરામણ શાનાં ? ક્યાંથી કરાવી લાવ્યો ?

સોમેને રડતાં રડતાં જે કહ્યું તેનો સાર એવો હતો કે આજે એ એની માતા સાથે ગંગાસ્નાન કરવા ગયો હતો. શૈલેશે અકળાઈને જોરથી ધક્કો મારીને કહ્યું—જા, સાબુથી બધું ધોઈ નાંખ.

બધા આવીને શૈલેશના અભ્યાસગૃહમાં દાખલ થયા. ભાઈ અને બહેન બન્નેના મુખ પર પાર વિનાની ગંભીરતા છવાયલી હતી. થોડી વાર સુધી તો કોઈ કંઇ બોલ્યું જ નહિ. શૈલેશના લજ્જિત અને ઉદાસ મુખથી એજ જાહેર થતું હતું કે આવું એણે સ્વપ્નેય ધાર્યું નહોતું. પરંતુ વિભા મૂગી મૂગી પણ દર્શાવતી હતી કે આ બધા રંગઢંગની એને પહેલેથી જ ખબર હતી.

સૌથી પ્રથમ ક્ષેત્રબાબુ બોલ્યા. એમણે અકસ્માત જ હસીને કહ્યું—શૈલેશ, તમે તો એક ચાહના પ્યાલામાં આટલું બધું તોફાન મચાવી દીધું કંઇ ? બાળકને બિચારાને શા માટે માર્યો, અને શું સમજીને ? તમારી સાથે તો કોઈને ત્યાં જવાયઅવાય પણ નહિ.

પતિની વાતો સાંભળીને વિભા તો અચરજથી મૂઢ જેવી બની ગઇ. ક્ષેત્રબાબુના મુખ તરફ જોઇને બોલી—ચાહના પ્યાલામાં તોફાન ! એટલે તમે શું આ ઘટનાને બાળકોની રમત સમજો છો ?

ક્ષેત્રબાબુ—મને આમાં કંઈ ભયાનક વસ્તુસ્થિતિ નથી લાગતી.

વિભા—એટલે ?

ક્ષેત્રબાબુ—એટલે શું ? અર્થ સ્પષ્ટ જ છે. આજે ગંગા

નહાવાનું પર્વ હશે. સોમેન એની માતાની સાથે નહાવા ગયો હશે. આમ નહાવામાં એણે કંઇ મહાન પાપ કરી નાખ્યું હોય એવું મને નથી લાગતું !

વિભાએ સ્વામી પર અતિશય ચિડાઇને કહ્યું—આગળ ?

ક્ષેત્રબાબુ—આગળ શું ? ત્યાર પછી જે થયું તે સ્વાભાવિક છે. ઘાટ પર બ્રાહ્મણોનો પાર નથી રહેતો. બે ચાર પૈસાની આશાએ બિચારા કોઇ બ્રાહ્મણે ચંદનના બે ચાર છાપા મારી દીધા, એમાં આટલી મારપીટ કરવાનું શું કારણ ?

વિભાએ ચઢેલા ક્રોધમાં જ પૂછ્યું—એનું પરિણામ શું આવે છે એ વિચાર્યું છે ?

ક્ષેત્રબાબુ—બપોરે છોકરો જ્યારે હાથમોઢું ધોત ત્યારે ધોવાઇ જાત; આ એનું પરિણામ !

વિભા—બસ એટલું જ ? તમારે છોકરાં હોત તો હું ધારું છું તમે આમજ કૂટવી નાંખત ?

ક્ષેત્રબાબુ—મારે છોકરાંજ નથી એટલે આ સવાલ નિરર્થક છે.

વિભાએ આ જવાબથી મનમાં ને મનમાં આઘાત પામીને કહ્યું—આ સવાલ નિરર્થક હોઇ શકે છે, અને આ ચંદન પણ ધોવાથી જતું રહે છે, એની તો મને ખબર છે, પરંતુ આ છાપાની છાપ મનમાંથી જલદી નથી ભૂંસાતી. બાળકોના ભાવિ જીવન ભણી નજર રાખીને જ માબાપને વર્તવું પડે છે. તમે લોક ગમે તેટલું કહો પણ હું તો ચોકખું કહું કે આ કામ અનુચિત અને નિરર્થક છે.

ક્ષેત્રબાબુ—એમાં "તમે લોક" કહેવાની જરૂર નથી. વિરોધ તો હું એકલો જ કરું છું; શૈલેશ તો બાળકને થપ્પડ મારીને

અને ગરદન પકડીને એનું પ્રાયશ્ચિત કરી નાંખ્યું. પણ મને કહેવા દો કે આપણાથી એવી આશા ન રખાય અને રાખવી ઉચિત પણ નથી, કે એક પંડિત કુટુંબની છોકરી અહીં આવીને ત્રણચાર દિવસમાંજ મડમ બની જાય! ગમે તેમ હોય, તમે બન્ને ભાઈ બહેન આ વિવાદ અને ઝઘડો કર્યા કરો, હું તો જાઉં છું.

શૈલેશ ચુપ બેઠો હતો. ક્ષેત્રબાબુ ભણી જોઇને બોલ્યો—ક્યાં જાઓ છો?

ક્ષેત્રબાબુ—ઉપર જાઉં છું. સાળી સાહેબને જરા મળી આવું. જોઇએ, મારી સાથે બોલે છે કે નહિ? જરા ખુશામત કરી આવું.

ક્ષેત્રમોહન ચાલ્યા ગયા. ઉપર જઇને બારણા પાસે જઇને બૂમ પાડી—ઉષાબહેન, મારા નમસ્કાર સ્વીકારજો.

ક્ષેત્રબાબુને જોતાંજ ઉષાએ સહેજ માથું ઓઢયું અને માનપૂર્વક ઉભી થઇ ગઇ.

પાસે બેઠલો સોમેન તરત બોલી ઊઠયો—અરે આ તો ફુઆ!

ઉષાએ પાસેની આરામ ખુરશી બતાવીને ખુબ નમ્ર અને ધીરા અવાજે કહ્યું—પધારો, બેસો.

ઉષાની આસપાસના બન્ને કબાટ ઉઘાડા પડયાં હતાં, અને શૈલેશના બધાં કપડાં આમ તેમ બહાર પડયાં હતાં. કેટલાં કપડાં હશે એનો અંદાજ કાઢવો મૂશ્કેલ હતો. ક્ષેત્રબાબુએ ખુરશી પર બેસતાં કહ્યું—કોઇ અનાથાશ્રમમાં આપવા માટે કપડાં જુદા કાઢો છો?

ક્ષેત્રબાબુ તો એમ સમજીને આવ્યા હતા કે ગામડાની

છોકરી એમને જોઇને શરમની મારી સંકોચ જશે અને ઘૂમટો તાણીને કદાચ ખૂણે ભરાઈ જશે. પણ ઉષાના વર્તનમાં એવું કશુંજ ન દેખાયું. હા, એણે દષ્ટિ ન મેળવી, પણ નીચું મુખ રાખીને સ્વાભાવિક રીતે ઉત્તરો આપ્યા. ઉષાએ કહ્યું—આમાંથી કેટલાંક કપડાંને દુરસ્ત કરવા હું દરજીને ત્યાં આપવાનો વિચાર કરૂં છું. મોજાંની જોડોજ એટલી બધી છે કે કદાચ દસ વર્ષ સુધી નવી નહિ ખરીદવી પડે.

થોડી વાર આશ્ચર્યમાં રહીને ક્ષેત્રમોહને કહ્યું—અત્યારે અહીં કોઇ નથી એટલે એક વાત કહેવાની ઇચ્છા છે. તમારી નણંદને જોઇને તમે એના પતિ વિષે કોઈ મત ન બાંધી બેસશો. સોમેનને જે માર પડ્યો એ ઉપરથી તમે શૈલેશની કિંમત ન આંકશો. એ તો બહુ ભલા માણસ છે.

ઉષાએ આ વાતનો કંઈજ જવાબ ન દીધો. છાની માની એતો ઉભીજ રહી. એટલે ક્ષેત્રબાબુએ કહ્યું—તમે બેસો તો ખરાં. મારે ખાતર આમ ઉભા રહેવાની જરૂર નથી. તમારી પાસે તો મારે ગૃહકેળવણી માટે શિક્ષણ લેવા આવવું પડશે.

ઉષાએ નીચે શેતરંજી પર બેસીને હસતાં હસતાં કહ્યું—સ્ત્રીઓનું શિક્ષણ પુરૂષો માટે આવશ્યક નથી.

ક્ષેત્ર—એનો જવાબ કોઇ બીજે દિવસે આપીશ.

ઉષા ગુપચુપ કપડાં જુદાં કરવા લાગી, પણ થોડી વાર રહીને બોલી—આ કાર્ય તો ગરીબો માટે છે. આપ જેવા શ્રીમંતોને આ શિક્ષણની તો જરૂરજ નહિ પડે.

ક્ષેત્રમોહને લાંબો શ્વાસ મૂકીને કહ્યું—ઉષાબહેન, બહારનાં દેખાવ અને ભભકો જોઇને આપના જેવા પણ જો ભૂલાવામાં

પડશે. તો પછી અમારા જેવા અભાગીઓનું દુઃખ જાણનાર કોઇ નહિ રહે. મને એમ થાય છે કે મારી નાની બહેનને થોડા દિવસ તમારી પાસે મૂકી જાઉં, કે તમારી નિપુણતાની અસર એને પણ લાગે.

ઉષા ચૂપ રહી. ક્ષેત્રબાબુ કંઈ કહેવા જતા હતા ત્યાં જોડાનો અવાજ સંભળાયો, અને એમણે કહ્યું—બધા ઉપર આવે છે, જુઓ બીજી વિનંતી એ કે શૈલેશની બહેન, અને મારી બહેનનાં કપડાંનું સામ્ય જોઇને બન્ને હૃદય સરખાં ન માની લેશો.

ઉષાએ હસીને કહ્યું—મને ઓળખતાં આવડે છે.

ક્ષેત્રબાબુએ કહ્યું—એવો તો મને વિશ્વાસ છે.

# ૮

શૈલેશ, વિભા અને વિભાની નણંદ ઉમા ઉપર આવ્યાં. શૈલેશ અને વિભા ઓરડામાં પહેલાં આવ્યાં. ઉમા પાછળ હતી. એ બારણાની અંદર પગ મૂકવા જાય, ત્યાં જ ક્ષેત્રબાબુએ ઇશારાથી સમજાવ્યું કે બુટ બહાર કાઢીને અંદર આવજે.

વિભાએ આ ઇશારો જોઇ લીધો અને ક્ષેત્રબાબુ તરફ ફરીને બોલી—આ શા માટે ?

ક્ષેત્રબાબુ—એમાં શું વાંધો છે ? અહીં જંગલ નથી કે પગમાં કાંટા વાગે કે ઠોકરો વાગે.

વિભા—એ તો હું ય જાણું છું, પણ હું તો આ પરિવર્તનનું કારણ જાણવા માગું છું.

ક્ષેત્રબાબુ—કારણ એ જ કે એક તો ઉમાબહેન પ્રાચીન આચારવિચારવાળા હિંદુ ઘરમાંથી આવે છે. કદાચ એમના પણ એવા જ વિચાર હોય. એ ઉપરાંત પણ ઘરમાં વડીલો પાસે જોડા પહેરીને ફરવુંહરવું એમાં કંઈ ખાસ સભ્યતા ય નથી.

વિભાએ પતિના પગ ભણી નજર કરી તો એને લાગ્યું કે

એમણે માત્ર પોતાની બહેનને જ ઉપદેશ નથી કર્યો, પોતે પણ એવું જ પગલું ભરીને બેઠા છે.

વિભાને ગુસ્સો ચઢ્યો. એણે કહ્યું—વડીલો તરફનાં આપનાં માનભક્તિ કેમ અસાધારણ બની ગયાં છે ? એનીય હદ હોય છે. કદાચ આ દેવમંદિરનો ઓરડો હોત તો તો તમે નાહીધોઇને અને પંચામૃત પીને પછી જ આપના પવિત્ર દેહને અહીં લાવ્યા હોત, નહિ ?

પત્નીનો ક્રોધ જોઇને ક્ષેત્રબાબુ હસી પડ્યા. હસતાં હસતાં જ કહ્યું—દેવમંદિરની સાથે મારે નિસ્બત નથી. એવો નકામો દેવમંદિરમાં જાઉં પણ શું કરવા ? ઉષાબહેન, પહેલાં અહીં એક મોટી શેતરંજી બીછાવેલી પડી રહેતી હતી, એ કેમ હવે નથી દેખાતી ?

ઉષાએ ધીરેથી જવાબ વાળ્યો—શેતરંજીને રોજ ઉપાડીને સાફ કરવી અને ઓરડાને સ્વચ્છ રાખવો મુશ્કેલ હતું, અને આ રહ્યો સુવાનો ઓરડો, એટલે જેટલો સ્વચ્છ રહે તેટલો સારો.

વિભા વચ્ચે જ વ્યંગથી બોલી ઊઠી—શેતરંજી બીછાવેલી રાખવાથી ઓરડો ગંદો રહે છે, નહિ ?

ઉષાએ વિભાની તરફ જોઇને નમ્રભાવથી કહ્યું—ગંદો તો લાગે છે, બહેન. એ ખરૂં છે કે એ ગંદવાડ દેખાતો નથી, પણ શેતરંજીની નીચે ધૂળ અને જાળાં તથા મરેલા જીવજંતુનો પાર નથી હોતો.

વિભા આનો ઉત્તર આપવા જતી હતી, પણ ક્ષેત્રબાબુ જોરથી બોલી ઊઠ્યા, એટલે એ શાંત રહી. ક્ષેત્રમોહને ઉત્સાહથી કહ્યું—ઉષાબહેન, આજનું સામાન્ય માનસ જ એવું છે. ગંદકીને

દબાવી દેવાથી એ નીકળી ગઈ એવા ભ્રમથી આપણે આપણું કામ પતાવી દઈએ છીએ, એટલું જ નહિ પણ ઉલટું સ્વચ્છતાનો મિથ્યા સંતોષ પણ લઈએ છીએ. કેમ, શૈલેશ ! મારું રહેવું ખોટું છે ?

શૈલેશે હા કે ના કશું જ ન કહ્યું.

વિભાના ગુસ્સાનો પાર ન રહ્યો. પણ ક્રોધને દબાવીને એ કોણ જાણે કેમ ચુપ રહી. વિભા અને ક્ષેત્રબાબુ વચ્ચે સાચા સ્નેહની કદાચ ઉણપ નહોતી, પણ દુનિયાના વ્યવહારમાં આમ જ પરસ્પર વિરોધ વાદવિવાદ થતા. લોકોની આગળ કોઈ રીતે વિભા પોતાની હાર ન સ્વીકારતી. અને એ એની ટેવ હતી. અને વાત વધારે વધી ન જાય એ કારણે ક્ષેત્રબાબુ વાદવિવાદનો અધુરો જ મૂકી દેતા. આજે પોતાના પતિનો સાવ ઉલ્ટો સ્વભાવ જોઈને વિભાને શાંત રહેવું યોગ્ય લાગ્યું.

ખરી રીતે આજે ક્ષેત્રમોહનનો વિભાને પરાજિત કરવાનો વિચાર પણ નહોતો. બીજાને દોષ દઈને એનો કઠોર વેણ સંભળાવવા એ વિભાનો સ્વભાવ બની ગયો હતો. એટલે ઘણે ખરે પ્રસંગે શિષ્ટતાનો ભંગ થઈ જતો. ક્ષેત્રમોહનને આનું ખૂબ લાગતું. તેમાંય આજે અહીં એક નિરપરાધ વહુની પાછળ પડીને એને નાહકની સતાવી એના પતિની દૃષ્ટિમાં હલકી પાડવાનો નીચ પ્રયત્ન જોઈને ક્ષેત્રબાબુના ગુસ્સાનો પાર નહોતો. એટલુ જ નહિ, એમને વિભાની આ કુટેવ માટે દુઃખ થયુ હતું. અને તેમાંય એમને અનુભવ થયો હતો કે ઉષા વિભા કરતાં સ્ત્રીત્વની દષ્ટિએ વધારે ઉચ્ચ કોટિની સ્ત્રી હતી. એટલે આજે તો ક્ષેત્રબાબુના વ્યથિત અંતરમાં વિભાને માટે એક રતિભાર ક્ષમાનો ભાવ નહોતો રહ્યો, પરંતુ આ ભાવનો જાહેર રીતે પ્રગટ કરવો એ પણ સુધરેલા સમાજમાં અસભ્ય પગલું કહેવાતું.

એટલે ક્ષેત્રબાબુએ પોતાની બહેનને ઉદ્દેશીને કહ્યું—ઉમા, તું જો દરરોજ બપોરે ઉષાબહેન પાસે આવી શકતી હો તોય મારું માનવું છે કે તું ગમે તે કુટુંબમાં જઇશ તો પણ સુખી થઇશ.

ઉમા હસીને ચૂપ રહી. ઉષાએ નીચું માથું રાખીને જ કહ્યું—તો તો થઈ જ રહ્યું ને! આપણા સમાજમાં તો ઉમાબહેનનો બહિષ્કાર જ થાય.

ક્ષેત્રબાબુ—સમાજ ભલે બહિષ્કાર કરે. પણ ઉમાબહેન, એટલું તો હું ખાત્રીપૂર્વક કહું છું કે એ પતિપત્ની તો સુખપૂર્વક રહેશે.

શૈલેશે કટાક્ષભર્યા નયનોથી વિભા ભણી જોઇને મશ્કરીભર્યા અવાજે ક્ષેત્રબાબુને કહ્યું—એમાં ખાત્રી આપવાની જરૂર નથી.

ક્ષેત્રબાબુએ એટલી જ ગંભીરતા અને સહૃદયતાપૂર્વક કહ્યું—તમે ગમે તેમ કહો. હું તો એટલે સુધી કહેવા તૈયાર છું કે ઉષાબહેનનું માત્ર આજનું જ કામ એ જોઇ લે તો એનો પતિ રોજ મોજાની નવી જોડી ખરીદવાની મુશીબતમાંથી તો ઉગરી જશે.

વિભા ક્યારની શાંત હતી, પણ હવે એ શાંતિ એને અસહ્ય થઈ પડી. દબાયલા ક્રોધનું કોઇ ચિહ્ન પ્રગટ ન કરતાં હસવાનો મિથ્યા પ્રયત્ન કરીને બોલી—ઉમાને એના ભાવિ કુટુંબમાં જુના મોજાં એકઠાં કરવાની જરૂર જ નહિ રહે. અને કદાચ એવી રીતે એના પતિને પસંદ પણ ન હોય. પહેલેથી તે શી રીતે બધું નક્કી કરી શકાય?

ક્ષેત્રબાબુ—ન કેમ કહેવાય? આંખ અને કાન ખુલ્લાં હોય તો જરૂર કહેવાય. જે સાચો હોડી હાંકનાર છે તે તો પાણી

જોઇને જ કહી દેશે કે એ કેટલું ઉંડું છે. ઉષાબહેને પોતાની નાવડી પર પગ મૂકતાં જ જોઈ લીધું કે જરા જેટલી બેદરકારી નુકસાનકારક છે. અને આ દષ્ટિ માટે હું ઉષાબહેનને સાચે જ અભિનંદન આપું છું. અને શૈલેશ તરફથી હજારો મૂગા અભિનંદન મળશે એ તો જુદાં.

ઉષા અત્યંત શરમાઈ ગઇ. એણે વિનીતભાવે કહ્યું—ક્ષેત્રબાબુ, પોતાના ઘરમાં પોતાના સ્વામીની અવસ્થા સમજવાનો પ્રયત્ન કરવો એમાં ધન્યવાદની જરૂર નથી હોતી.

વિભા એનો ઉત્તર વાળતાં બોલી ઊઠી—પણ પોતાની સ્ત્રીનું અપમાન કરવાનો સૂક્ષ્મ સંતોષ તો મળે છે ને. અને આવી ભિખારીવૃત્તિ જોઇને શ્રદ્ધા અને ભક્તિ બીજા તરફ વધે એ જુદાં.

ઉષાએ માથું જરા ઉંચુ કર્યું અને વિભાની તરફ જોઇને કહ્યું—પોતાના પતિની દશા સમજીને એ અનુસાર વ્યવસ્થા કરવી એને વિભાબહેન, તમે ભિખારીવૃત્તિ કહો છો ?

ક્ષેત્રમોહન તરત બોલી ઊઠયા—કદી નહિ. દુનિયાનો કોઈ પણ ભલો માણસ આ વાત નહિ સ્વીકારે. પણ ઉષાબહેન, તમારી નણંદને એટલું તો પૂછો કે પતિની દષ્ટિમાં પત્નીને નિરંતર હીન પ્રમાણિત કરવાના પ્રયત્નને કઈ વૃત્તિ કહી શકાય?

વિભા ચૂપ રહી. માત્ર એક વાર શૈલેશ અને ક્ષેત્રમોહન તરફ જોઈ લીધું. પહેલાં તો એણે માન્યું જ નહિ કે પોતાનો પતિ પારકાં આગળ પોતાનો આટલી સ્વાભાવિક રીતે પરાજિત કરી શકે. આંખમાં આંસુ લાવીને શૈલેશને ઉદ્દેશીને એ બોલી—ભાઈ, હવે મારાથી તમારે ઘેર નહિ અવાય. આ છેલ્લું મિલન જાણજો.

શૈલેશ વ્યાકુળ બની ગયો. ઉષા પોતાનું કામ પડતું મૂકીને તરત ઊભી થઇ ગઈ અને વિભાનો હાથ પકડીને બોલી—બહેન, તમને ખોટું લાગે એવું કંઈ મારાથી કહેવાઇ ગયું હોય તો મને માફ ન કરો ?

અકસ્માત આ અપ્રિય ઘટના બની ગઈ. ક્ષેત્રમોહન ગુપચુપ ઊઠીને બહાર ચાલ્યા ગયા. વિભા પોતાનો હાથ છોડાવીને આંખો લૂછતાં લૂછતાં બોલી—જ્યારે હું તમને મારા દુશ્મન જ માનું છું, ત્યારે આ ઘરમાં મારૂં પગલું હિતાવહ નથી.

ઉષાએ કહ્યું—પણ બહેન, મારા મનમાં તો એવો ખ્યાલ પણ નથી આવ્યો !

વિભાએ જાણે સાંભળ્યું જ નહિ. એ આંસુભરી આંખે જ બોલી—આજે એમણે તો સૌની વચમાં સ્પષ્ટ સંભળાવી દીધું. કાલ ઊઠીને કદાચ ભાઇ પણ એવી વાત કહે. એમના ઘર વિષે બોલવું એ પોતાનું અપમાન કરવા જેવું છે. ચાલો, ઉમા ! ઘેર જઇએ.

નીચે ઉતરવાની તૈયારી કરીને વિભાએ ફરીથી કહ્યું—આજે ભાભી (શૈલેશની બીજી મૃત પત્ની) નથી ને હું ઘરમાં આવી એજ મારી ભૂલ થઇ. આજે મારા બાપના ઘરનો જાણે બધો સંબંધ જ તૂટી પડયો.

દાદરો ઉતરી વિભા નીચે પહોંચી ગઈ. શૈલેશ પણ ધીમે ધીમે પાછળ ઉતરી આવ્યો અને ધીરેથી બોલ્યો—વિભા, મારા ઓરડામાં તો થોડી વાર બેસ !

વિભાએ માથું ધૂણાવીને કહ્યું—હવે મારે નથી બેસવું. પણ ભાઈ, મારી સદ્દગત ભાભીને બિલકુલ ભૂલી ન જશો. એમની ખાસ ઇચ્છા હતી કે સોમેન વિલાયત જઇને ભણીગણીને

માણસ બને. કૃપા કરીને સોમેનનું જીવન ધૂળધાણી ન કરશો. આજે એની જે દશા જોઇ એજ જાતનું શિક્ષણ જો એને મળવાનું હોય તો લોકોમાં મોઢું નહિ બતાવાય.

વિભાના આંસુઓ જોઇને ગદ્‌ગદ્ કંઠે શૈલેશે કહ્યું—વિભા, તું આમ રીસાઇને ચાલી જઇશ તો મને ખૂબ દુઃખ થશે.

વિભાની આંખો આંસુભરી તો હતી, એટલે ભાઇની સહાનુભૂતિએ આંસુને વેગ આપ્યો અને વિભા પાછી રડી પડી. સોમેનની ભાવિ ચિંતા આ આંસુનું કારણ હતી, કે બીજું કંઇ એ તો કોણ જાણે! પાલવથી આંસુ લૂછીને વિભાએ કહ્યું—ભાઈ, હવે મારે બેસવું નથી. સોમેન આપણો એકમાત્ર ઘરદીવડો છે. એટલે એના પર નજર રાખજો.

આટલું કહીને વિભા ઝડપથી બહાર નીકળીને મોટરમાં બેસી ગઈ. ઉમા સાવ શાંત હતી. એણે કોઇ પણ વાતમાં ભાગ લીધો નહોતો. એ પણ છાનીમાની વિભાની સાથે જઇને મોટરમાં બેસી ગઈ.

શૈલેશ સાથે જ હતો. તેણે વિભાને કહ્યું—સોમેનને સાથે નથી લઇ જતી? તું જ એને તારી પાસે રાખીને ભણાવેગણાવે તો મને બિલકુલ વાંધો નથી.

વિભા અને ઉમા બન્ને જણા વિસ્મયથી શૈલેશના મુખ ભણી જોઇ રહ્યાં. વિભાએ કહ્યું—આવી નિરર્થક વાત કરવામાં સાર નથી. ભાઇ, એ તમારાથી બનશે નહિ, અને તમને કોઈ કરવા પણ નહિ દે.

શૈલેશે ધૂનમાં આવીને પોતાની વાત ફરીથી કહી—વિભા, તું સોમેનને સાથે જ લઈ જઈ શકે. મને મોકલવામાં જરા ય વાંધો નથી.

વિભાએ સંદેહભર્યા સ્વરે કહ્યું—એમ કરી શકો તો સારૂં. એના શિક્ષણને માટે તમારે ખર્ચનો સવાલ હોય તો એની જવાબદારી મારે માથે.

હવે વિભાએ ઉમાની દષ્ટિનું અનુસરણ કરીને જોયું, તો ઉષા ઉપર છજ્જામાં ઊભી રહીને પોતાની તરફ જોઈ રહી હતી. થોડી વારમાં મોટર ચાલતી થઈ. મોટર ગયા પછી શૈલેશ પોતાના અભ્યાસખંડમાં જઈને શાંતિથી બેઠો. ઉપર જવાની એને ઇચ્છા ન થઇ. અને જવાનું સાહસ કરવું ઠીક પણ ન લાગ્યું. એને લાગ્યું કે ઉષાએ ઉપર ઊભા ઊભા બધી વાત સાંભળી લીધી છે.

●

૯

રાત્રે થાળી પીરસી સ્વામીને બોલાવવા મોકલીને ઉષા રોજની જેમ રાહ જોતી પાસે જ બેઠી હતી. સોમેન આજે એની પાસે નહોતો. શૈલેશ આવ્યો. એનું મુખ ખૂબ ગંભીર હતું. વ્યર્થ પ્રશ્નો પૂછવા એ ઉષાના સ્વભાવમાંજ નહોતું. આજની ઘટના સંબંધમાં એણે એક પણ વાત ન પૂછી અને જે વાતની પોતાને ખબર નહોતી એ જાણવાનો પ્રયત્ન પણ ન કર્યો. પત્નીના આ સ્વભાવનો પરિચય શૈલેશને આ પહેલાં જ થઇ ગયો હતો. પાટલા પર બેસતાં એને પોતાની જાત ઉપર ગુસ્સો ચઢયો પણ એનું એને આશ્ચર્ય ન થયું. થોડી થોડી વારે ઉષા તરફ જોઇને એના ભાવ સમજવાનો એ પ્રયત્ન કરતો હતો. પણ એને ખબર પડી કે ઉષા જાણી જોઇને એવે સ્થળે બેઠી છે કે જ્યાંથી મુખ પરના ભાવ સ્પષ્ટ દેખાય જ નહિ. આજે રોજની જેમ શૈલેશથી પેટ ભરીને જમાયું નહિ. જે કારણથી આજે શૈલેશને જમવાની રૂચિ નહોતી, એ કારણ જુદું જ હતું. ઉષાએ પ્રશ્ન ન પૂછયા તોય શૈલેશે સ્પષ્ટ સંભળાવી દીધું કે જેની ટેવ નહિ એવું ખાવુંપીવું અને પહેરવુંઓઢવું વધારે સમય ટકતું નથી.

આ વાત સામાન્ય રીતે ગમે તેવી હોય, પણ અહીં તો એ અપ્રસ્તુત હતી. એટલું સમજ્યા છતાં ઉષા ચૂપ રહી. મિથ્યા સાથેજ મિથ્યા છે એ પ્રમાણિત કરવા માટે ઉષાને ચર્ચા નહોતી કરવી. પણ એને એટલી ખબર હતી કે આવે વખતે મૌન રાખવાથી પ્રતિપક્ષીનો ક્રોધ વધી જાય છે. એટલે સૂવાના ઓરડામાં આવતાં જ શૈલેશે કહી દીધું—હું એ સ્વીકારૂં છું કે એક વખત અમે તારૂં ખૂબ સન્માન કર્યું છે. પણ એનો અર્થ એવો નથી થતો કે આ ઘરમાં તારા સિવાય કોઈનું ચલણુજ ન હોય. એ તો જુલમ કહેવાય.

આવાં કડવાં વેણ તો શૈલેશે પહેલે દિવસે પણ નહોતાં કહ્યાં. ઉષા પોતે પણ વિસ્મય પામી, પણ એના મુખમાંથી એટલું જ નીકળ્યું કે—મને મારી આ ભૂલ સમજાઈ નહોતી.

આમ અત્યંત વિનયપૂર્વક ભૂલ કબૂલી લેવાથી સામા માણસનો ક્રોધ બેહદ વધી જાય છે. શૈલેશે કહ્યું—તારે સમજવું જોઈતું હતું. આપણા સમાજના સંસ્કાર અને રીતરિવાજને ઉલ્ટાવી નાંખીને આ ઘરને તું તારા બાપના ઘર જેવું બનાવી દેવા માગે તો અમારાથી આ ઘરમાં રહેવું મુશ્કેલ થઈ પડશે. મને લાગે છે, સોમેનને કાલે એની ફોઈને ઘેર મોકલી દેવો પડશે.

ઉષાએ કહ્યું—બાળકના ભલાને ખાતર આપને એ ઠીક લાગતું હોય તો ભલે એમ કરો.

ઉષાના આ કથનમાં ઇચ્છા કે અનિચ્છા કંઈ પણ ન પકડાવાથી શૈલેશ વિચારમાં પડી ગયો. એને ખબર ન પડી કે પોતે આ બધું કોને ખાતર કરે છે! નિર્બળ પ્રકૃતિના માણસોનો સ્વભાવજ એવો હોય છે કે કાલ્પનિક, માનસિક વેદના અને અસંગત અભિમાનમય રોષ સાથે એઓ ધીરે ધીરે નીચે

ઉતરતા જાય છે. થોડી વાર શાંત રહીને કહ્યું—હા, એ ઠીક લાગે છે. જે આચારવ્યવહાર અને નીતિરીતિ વગેરેને આપણે નથી માનતા, એટલુંજ નહિ પણ માની નથી શકતા એને જ માટે ભાઈબહેન વચ્ચે ઝઘડો થાય, અથવા આપણા સમાજમાં ઉપહાસને પાત્ર બનવું પડે એ મને ઠીક નથી લાગતું.

ઉષાએ આનો વિરોધ ન કર્યો. પોતાના તરફથી ખુલાસો આપવાની ઇચ્છા પણ ન થઇ. પણ એનાથી અચાનક નિઃસાસો લેવાઇ ગયો અને શાંતિ અને મૌન એટલાં હતાં કે એ નિઃસાસો શૈલેશે સ્પષ્ટ જોયો અને અનુભવ્યો. ઉષાએ પોતે જરાય કલેશ કે ઝઘડો કર્યો નહોતો. એનો પક્ષ લઇને વિભાની સાથે જે કંઇ વાતચીત થઇ હતી એમાં એક શબ્દ પણ ઉષાના મુખમાંથી નીકળ્યો નહોતો. એટલે સાચી વસ્તુસ્થિતિ તો એ હતી કે એને માટે ચર્ચાને સ્થાન જ નહોતું. અને ક્ષેત્રબાબુનો અપરાધ જો કોઈ બીજાને માથે ઓઢાડવાની ઇચ્છા નહોત તો એમાં ગુસ્સાનું પણ કારણ નહોતું. છતાં શૈલેશે અધૂરી વાતને પૂર્ણ કરવાના હેતુથી કહ્યું—જો છોકરાને વિલાયત મોકલવો છે, એટલે જે સમાજમાં એને મળવાહળવાનું થશે તેને જ અનુકૂળ વાતાવરણ અને કેળવણી એને મળવાં જોઇએ. એનું બચપણ કોઇ પણ અસ્વાભાવિક દશામાં વીતાવવાથી એની દશા ખરાબ થવાનો સંભવ છે.

શૈલેશે પળ વાર ઉત્તરની રાહ જોઇને ફરીથી ચલાવ્યું—આ બાબતમાં તારે કંઇ ન કહેવું હોય તો જુદી વાત; માત્ર નિઃસાસો નાંખે કામ નહિ ચાલે. સોમેન માટે ખૂબ વિચારને અંતે આ નિર્ણય કર્યો છે.

સોમેન પાસે જ સૂતો હતો. ઘરમાં બીજી કોઈ સ્ત્રી ન

હોવાને કારણે ઉષા જે દિવસથી આવી તે દિવસથી સોમેનને પોતાની સાથે જ સુવાડતી હતી. એણે એ સૂતેલા બાળકના માથા પર વાત્સલ્યભર્યો હાથ ધીરેથી પંપાળીને કહ્યું—તમે ગમે તે કરશો, તે બાળકના ભલાને જ ખાતર કરશો. એના વિના બીજું વિચારવાનું પણ શું હોય ? એટલે આપને ગમે તે વ્યવસ્થા કરો, મને વાંધો નથી.

વિજળીના બધા દીવા બંધ હતા. માત્ર એક ખૂણામાં એક નાનું ફાનસ ધીમે ધીમે આછું બળતું હતું. એ આછા પ્રકાશમાં પોતાના પલંગ ઉપરથી જ સામે બીજા પલંગ પર સૂતેલી ઉષાના ભાવ જાણવાની ઉત્કંઠાનો પ્રયત્ન કરતાં શૈલેશે કહ્યું—એ વિના એક બીજી વાત પણ છે. સોમેનનો વિલાયતનો બધો ખર્ચ વિભાએ આપવાનું કબૂલ્યું છે, એય કંઈ ઓછી સરળતા નથી.

ઉષાના અવાજમાં ગમે તે કારણે કયારેય પણ ઉત્તેજનાનો ભાવ પ્રગટ નહોતો થતો. શાંત ભાવથી જ વાત કરવાનો એનો સ્વભાવ હતો, એટલે ધીરેથી મક્કમપણે એ બોલી—ના, એવું ન થઈ શકે. ભણાવીગણાવીને માણસ બનાવવાનો ખર્ચ આપવા ખાતર જ હું એમને બાળક સોંપવાની નથી.

શૈલેશે કહ્યું—એને માટે તો ઘણા પૈસા જોઇએ.

ઉષા એટલા જ શાંત ભાવે બોલી—આપણને દરકાર હશે તો ગમે ત્યાંથી એટલી રકમ આપવી પડશે. ખેર, જોઇ લેવાશે. તો તમે આરામથી સૂઇ જાઓ. રાત ખૂબ વીતી છે.

બીજે દિવસે ત્રીજે પહોરે કોલેજમાંથી કલબમાં થઇને શૈલેશ ઘેર આવ્યો ત્યારે રસોઇની એક જાતની પરિચિત સુગંધ જોઇને વિસ્મીત બનીને પુલકિત થઈ ગયો. એણે પોતાના અભ્યાસગૃહમાં જઇને કપડાં ઉતાર્યાં અને મોઢું ધોયું. ત્યાં ચાહ લઇને જે માણસ

આવ્યો તેને જોતાં જ શૈલેશે જોયું કે એ મુસલમાન હતો.

રાત્રે જમવાના ઓરડામાં રોશની થઇ. સ્વચ્છ અને સાદાઇથી શણગારેલા ટેબલ પર વ્યવસ્થિત પીરસેલી રસોઈ જોઇને શૈલેશને અંતરમાં ગઇ કાલે જે છૂપી વ્યગ્રતા અને વ્યાકુળતા થવા માંડી હતી, તેને સ્થાને કંઇક શાંતિ અને સંતોષે સ્થાન લીધું. એને આવી જ વ્યવસ્થા જોઈતી હતી.

એણે જમવાનું શરૂ કર્યું ન કર્યું ત્યાં તો ઉષા ધીરેથી આવીને સામેથી એક ખુરશી ખેંચીને જરા દૂર બેઠી.

શૈલેશ એ વખતે આનંદમાં હતો. એણે હેતથી કહ્યું—ઉષા ! આમ બેસવાથી તું ભ્રષ્ટ નહિ થાય? શાસ્ત્રમાં લખ્યું છે કે ભોજનની સુગંધ એ અર્ધું ભોજન કર્યા બરાબર છે.

ઉષાએ મુખ પર જરા સ્મિતની રેખાઓ પાડતાં કહ્યું—તમારાથી આવું ન બોલાય. જે શાસ્ત્રને તમે માનતા નથી એનું પ્રમાણ તમારાથી આપી જ ન શકાય.

શૈલેશ પણ હસી પડ્યો અને બોલ્યો—વિચિત્ર હાર થઇ. ચાલો, શાસ્ત્રનું પ્રમાણ નહિ આપું, પણ તું અહીંથી નાસી ન જઇશ. મને લાગે છે કે કાલની ચર્ચાનું આ પરિણામ છે, નહિ ? પણ ઉષા, આ ગોઠવણથી તારા ખર્ચની ગણત્રી વધી પડવાની.

ઉષાએ ધીમેથી કહ્યું—નહિ વધે. દુર્વ્યય ન થાય તો કાંઇ પણ ખાવાપીવાની વ્યવસ્થાના ખર્ચમાં બહુ ફેર નથી પડતો. આવતા મહિનાથી તો હું આ જ વ્યવસ્થા કરવાનો વિચાર કરતી હતી. પણ હવે તમે એટલું ધ્યાન રાખજો કે સામાનનો દુરૂપયોગ અને અપવ્યય ન થાય. મેં ખર્ચમાં આનો જેટલો હિસાબ મૂક્યો છે, તેટલામાં આ બધું પૂરું થવું જોઇએ. થશે ને ?

શૈલેશે આશ્ચર્યથી પૂછયું—કેમ નહિ થાય ? એનું કંઈ કારણ ?

ઉષા તરત એનો ઉત્તર ન આપી શકી. થોડી વાર ચૂપચાપ શૈલેશને જોઈ રહી. પછી પળ વારે શૈલેશની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મેળવીને બોલી–કાલે રાત્રે મેં જે નિશ્ચય કર્યો છે એને હવે ફરીથી ફેરવવા કે બદલવાની આજ્ઞા ન કરો તો સારૂં.

શૈલેશે નરમાશથી કહ્યું—એવું મેં કયારેય કર્યું નથી. હું જાણું છું કે તારા સિદ્ધાંતની આડે મારાથી ન અવાય. એમાં ફેર થાય નહિ, અને થવો પણ ન જોઇએ. જો કે હું તો નબળા સ્વભાવનો માણસ છું પણ તું તો દૃઢ મનની છે ને?

સ્વામીના મુખ પરથી દૃષ્ટિ ઊઠાવીને ઉષાએ ધીમા સ્વરે કહ્યું—મેં બહુ વિચારીને જોયું કે બીજી કોઈ વ્યવસ્થા હવે થઈ શકે એમ નથી.

શૈલેશ સમજ્યો કે આ સોમેનના સંબંધમાં બોલાયું છે. એણે હસતાં હસતાં કહ્યું—ભૂમિકા તો થઈ. હવે એ કહે કે એ વિષયમાં તેં શું નિર્ણય કર્યો ? હું સોગન ખાઇને કહું છું કે તારા નિશ્ચયની વિરૂદ્ધ કરવાનું તને કદાપિ નહિ કહું.

ઉષા એક મિનિટ સુધી શાંત રહી. પછી કહ્યું—ભાઇના કુટુંબમાં મારો તો નિભાવ થતો હતો, ખાસ ઉપાધિ નહોતી. એટલે કાલથી હું ત્યાં જવાની છું.

શૈલેશ—ભાઇને ત્યાં જવાની છે ? કેટલા દિવસ ? અને ક્યારે પાછી આવવાની ?

ઉષા—મને માફ કરજો. પાછા ફરવું હવે કદાચ સંભવિત ન બને. મેં બહુ વિચાર કરીને જોયું તો પણ મને એવું જ લાગે છે કે મારાથી અહીં નહિ રહેવાય. બસ, આજ

મારો નિશ્ચય છે.

ઉષાનો નિશ્ચય સાંભળીને શૈલેશ પથ્થરનું પૂતળું બની ગયો. એના અંતરમાં જોરથી એક અવાજ અથડાયો કે—જે લોખંડના દરવાજા બંધ થઈ ગયા છે, એને ઉઘાડવાની તાકાત દુનિયામાં કોઇની નથી.

સવારે શૈલેશ જ્યારે જાગ્યો ત્યારે એને લાગ્યું કે આખી રાત એણે બહુ જ ખરાબ સ્વપ્નો જોયાં. બારીમાંથી જોયું તો ઉષા એના રોજના કામમાં પરોવાયલી હતી. સોમેન એની પાસે ખાવાનું માગે છે. દાદર પરથી ઉતરતાં જ ઉષાએ કહ્યું—નોકરે તમારી ચાહ તૈયાર કરી છે. જલદી મોઢું ધોઈ લો, નહિ તો ટંડી થઈ જશે.

શૈલેશે કહ્યું—તું મોકલી દેને જરા. મને વાર નહિ લાગે.

શૈલેશ ઉતાવળે નાહવાની ઓરડીમાં ગયો. એને મનમાં થયું હુંય વિચિત્ર માણસ છું. પતિપત્નીના કલહને ભિષ્મની પ્રતિજ્ઞા માની ને નકામી આખી રાત બેચેનીમાં કાઢી. એટલે સવારે એ વસ્તુસ્થિતિનો ખ્યાલ કરીને એકલું હસવું જ નહિ, પણ શરમ સુદ્ધાં આવી. સહજીવનના જરા નાનાશા મતભેદ કે બેચાર કઠોર સવાલ-જવાબથી જ સ્ત્રીઓ પતિનું ઘર છોડીને પિયેર રહેવા માંડે તો કદાચ દુનિયામાં પુરૂષ નામનું કોઈ પ્રાણી જ ન રહેવા પામે. સોમેનની મા હોત તો પાંચ દસ દિવસ પિયેરમાં વધારે રહેવાની ધાસ્તી પણ હતી, પણ ઉષા જેવી નિખાલસ અને સનાતનધર્મી હિંદુ સ્ત્રી કે જેને ધર્મ અને સ્વામી વિના જગતમાં બીજું કંઇજ નથી, તેજ જો માત્ર પોતાના ગુસ્સાને કારણે પોતાના સ્વભાવ સંસ્કારોની પેલે પાર જતી રહે તો પછી સંસારમાં બીજું રહે જ શું ? અને આવી વાતથી ગભરાવામાં ગાંડપણ નહિ તો બીજું

શું છે ? આવો અનુભવ કરીને શલેશનાં ડર અને ચિંતા ઓછાં થયાં અને હૃદયમાં શાંતિ અને પ્રીતિનો રસ ઉભરાયો. અનિચ્છા છતાં વિભા સાથે અને બીજી એકાદ બે ભણેલી સ્ત્રીઓ સાથે ઉષાની સરખામણી કરીને મનમાં જ બોલ્યો—મારે જો છોકરી હોય તો એની માતા સમાન જ હો. માતા જેવી જ કેળવણી એને મળે તો હું ઇશ્વરના ગુણાનુવાદ ગાઇશ.

શૈલેશ ઝડપથી પરવારીને અભ્યાસગૃહમાં ગયો. નવો રાખેલો મુસલમાન રસોઇઓ ચાહ, રોટી, માખણ અને કેક વગેરે ખાવાનો સામાન લઇને હાજર થયો. શૈલેશ એકાએક ચોંકી ઊઠ્યો. આજ વસ્તુઓ ખાવાની એને ટેવ હતી. વચલા થોડા દિવસ આવું નહોતું મળ્યું. પણ નોકર બધું ટેબલ પર મૂકીને જ્યારે ચાલ્યો ગયો, ત્યારે કોણ જાણે કેમ એ બધું જોઇને એને ખાવા તરફ અરૂચિ થઈ. ઉષા જ્યારથી ઘરમાં આવી ત્યારથી એને હાથે બનાવેલી સુંદર અને તાજી વસ્તુઓ સવારે નાસ્તામાં મળતી હતી, અને એ પોતે હાજર રહેતી હતી. પણ આજે તો એ વસ્તુઓ પણ નહોતી અને એ વસ્તુઓની બનાવનાર ઉષા પણ નહોતી. આ બધું જોઇને શૈલેશનું ખાવાપીવામાં મન ન લાગ્યું. માત્ર એક પ્યાલો ચાહ લીધી અને બાકીનું બધું લઈ જવા નોકરને કહ્યું. શૈલેશના કાન પડદાની બહારથી એક પરિચિત પગરવ સાંભળવા તૈયાર થઇ ગયા. કેમ ન ખાધું, એને માટે જરા કડક ઉત્તર આપવાનો વિચાર કરીને એણે ધીરે ધીરે ચાહ પૂરી કરી ત્યારે તો એ ટાઢી અને બદામી રંગનું પાણી બની ગઈ હતી. મુસલમાન રસોઇઓ આવીને ખાલી પ્યાલો લઈ ગયો, પણ જેની ચાહ હતી એ પગરવ ન જ સંભળાયો. ઉષા આખરે ન જ આવી.

ધીરે ધીરે દિવસ માથે આવ્યો. નાહીધોઇ જમીપરવારીને

કૉલેજ જવાનો સમય થયો. ખાતી વખતે રોજની જેમ આજે પણ ઉષા આવીને પાસે બેઠી. એના આગ્રહ, યત્ન અને વાતચીતમાં ઘરના માણસોને રોજની અપેક્ષામાં કંઇ અંતર ન લાગ્યું; પણ શૈલેશ તરત જ એ સૂક્ષ્મ ભેદને પામી ગયો. એક જ રાતમાં માણસ આડંબર અને પ્રયત્ન વિના કેટલો દૂર જતો રહે છે, એનો અનુભવ કરીને શૈલેશ મૂઢ જેવો બની ગયો.

જમીને કપડાં પહેરતાં ટેબલ પર ઘરખર્ચની નોટ દેખાઈ. કદાચ એ કાલની પડી હતી, પણ પોતે એ તરફ ધ્યાન જ ન આપ્યું. કારણ આજે સવારથી ઉષા એ ઓરડામાં આવી જ નહોતી. આજ તો મહિનો પૂરો થવાનો દિવસ નથી, છતાં આ ખર્ચની નોટ મૂકી જવાનું શું કારણ ? શૈલેશે ટાઈ બાંધવાનું અધૂરૂં રહેવા દીધું અને કુતૂહલ અને વ્યગ્રતાથી નોટના પાના ફેરવવા માંડયાં અને આખરે છેલ્લા પાને અટકી પડયો. રોજનો હિસાબ, નોકરોનો પગાર વગેરે સ્પષ્ટ રીતે લખીને ગઈ કાલ સુધીનો સરવાળો હતો અને માસિક રકમમાંથી એની બાદબાકી કરીને સિલક પણ કાઢી મૂકી હતી. આ નોટમાં જે દિવસથી હિસાબ લખવાની શરૂઆત થઇ હતી, તે દિવસે શૈલેશ પ્રયાગ હતો. એ વખતે પણ એમાં એનો હાથ નહોતો અને આજે હિસાબ આમ પૂરો થાય છે એમાં પણ એનો હાથ નથી. પહેલા પાના પર શૈલેશ તાકીને જોઈ રહ્યો. આ દશા એના ઘરમાં બે દિવસની ઘટના હતી. આવો હિસાબ પહેલાં પણ નહોતો લખાતો અને હવે પણ ન લખાય તોય એનું ઘર નહિ ચાલે એમ નથી. નોટબુક બંધ કરીને શૈલેશે પાછી ટાઇ બાંધવા માંડી. આજે એને સૌથી મહત્વની વાત તો એ સમજાઇ કે દુનિયામાં કોઈ પણ વસ્તુનું મૂલ્ય નિશ્ચિત રૂપથી નિર્દિષ્ટ નથી કરી શકાતું.

આ હિસાબ લખવાની એક દિવસે અનિવાર્ય આવશ્યકતા હતી, અને આજે એ વ્યર્થ દેખાય છે.

અંતે કપડું પહેરીને શૈલેશ બહાર નીકળ્યો ત્યારે મનમાં ખૂબ ઇચ્છા છતાં ઉષાને કંઈ જ પૂછી ન શક્યો. અજ્ઞાત ભવિષ્યના વિચારથી એનું મન ગુંચવાયું હતું, તો પણ અનિશ્ચિત આશંકાને સુનિશ્ચિત દુર્ઘટનાના રૂપમાં સ્પષ્ટ કરી લેવાનું સાહસ કોઈ રીતે એ પોતાના મનમાં ન કરી શક્યો.

●

## ૧૦

કોલેજમાંથી શૈલેશ સીધો ઘેર ન જતાં વિભાને ત્યાં ગયો. એણે જે અનુમાન કર્યું હતું તેવું જ લગભગ ત્યાં નીકળ્યું. બહેન અને બનેવી વચ્ચે પાછો મીઠો સંબંધ ચાલુ થઈ ગયો હતો. આ વસ્તુસ્થિતિ જોઇને એને સંતોષ થયો. એના મગજ ઉપરથી જાણે એક ભાર ઉતરી ગયો. શૈલેશે કહ્યું—કેમ, વિભા ! સોમેનને તેડવા તેં આજે કોઈ માણસ ન મોકલ્યો ?

વિભા કંઈ બોલવા જતી હતી ત્યાં વચગાંજ ક્ષેત્રબાબુ બોલી ઊઠયા—મહેરબાન, એનો હાથી જે ખરીદવા ઇચ્છતો હતો એ નાસી ગયો.

શૈલેશે આશ્ચર્યથી પૂછયું—એટલે ?

ક્ષેત્રબાબુ—તમે આ કિસ્સો સાંભળ્યો નથી ? કોઇ શરાબી નશાના તોરમાં રાજાનો હાથી ખરીદવા માગતો હતો. બીજે દિવસે રાજાએ બોલાવીને આ માગણીનો જવાબ માગ્યો એટલે પેલો શરાબી હાથ જોડીને બોલ્યો—સરકાર, હાથીની મારે જરૂર નથી, એનો જે અસલ ખરીદનાર હતો તે તો ચાલ્યો ગયો.

આટલું કહીને ક્ષેત્રમોહન પોતાની રસિકતા ઉપર આપોઆપ હસી પડયા. હસતું શમ્યા પછી પાછા બોલ્યા—આ કિસ્સો ઉષા બહેનને ખાસ સંભળાવજો. કહેજો કે તે દિવસની વાતચીતથી નારાજ ન થાય. શૈલેશ ! અસલ ખરીદનાર હવે ચાલ્યો ગયો છે. માતા કરતાં બાળકને ફોઈજ જો વધારે સારી રીતે ઉછેરી શકે અથવા એનું લાલનપાલન કરી શકે એવું જો તમારૂં માનવું હોય તો હું ગમે તેમ મરીજીવીને પણ વિભાને એક હાથી ખરીદી આપીશ.

વિભાથી છુપાવીને મુખમાં જ ક્ષેત્રમોહન હસવા લાગ્યા.

પણ આ હાસ્યમાં શૈલેશ ના ભળ્યો. પાછો વળી આ મશ્કરીઠઠ્ઠામાં વિભાનો રોષ વહોરી લેવો પડે એ ડરનો માર્યો શૈલેશ મૂગો જ રહ્યો.

ક્ષેત્રમોહને લજ્જિત થઇને પૂછયું—ભાઈ, આ બધું શું છે ?

શૈલેશ—વિભાની વાતો પરથી હું સોમેન તરફથી નિરાંત કરીને બેઠો હતો. પણ એ વ્યવસ્થા શકય નહિ બને તો મારે બીજી ગોઠવણ કરવી પડશે.

ક્ષેત્રબાબુ—એટલે ? વિમાતાના હાથમાં બાળક સલામત નથી ? અથવા એનો વિશ્વાસ કરવો કંઈ ગુન્હો છે ?

શૈલેશ—તમારી આ કટુ ઉક્તિનો જવાબ ન આપું છતાં એટલું કહું છું કે ઉષા હવે અહીં રહેવા નથી ઇચ્છતી; ચાલ્યા જવાનું કહે છે.

ક્ષેત્ર—કયાં ચાલ્યા જવાનું કહે છે ?

શૈલેશ—જયાંથી આવી હતી ત્યાં—એના ભાઇને ઘેર.

ક્ષેત્રબાબુ એકદમ ગંભીર અને ચિંતાતુર બની ગયા. એમણે

વિભા તરફ કટાક્ષ કરીને કહ્યું—શૈલેશ, આખરે મારી શંકા સાચી પડી.

વિભા અત્યાર સુધી એક અક્ષર પણ બોલી નહોતી. આ વખતે પતિના સ્વર ઉપરથીજ એ એમના ભાવ સમજી ગઈ. તો પણ એણે શાંત અને સંયત સ્વરે કહ્યું—ભાઈ, સાચું કહેજો. તમે મારે ખાતર જ ભાભીના સંબંધમાં આ વ્યવસ્થા કરો છો? એમ જ હોય તો હું ના નહિ કહું. પણ એટલું કહું છું કે એક દિવસ તમે બન્નેય રડશો.

શૈલેશે ગરદન હલાવીને કહ્યું—ના, એવું નથી.

હવે શૈલેશે મુસલમાન નોકરના નવા આગમનથી માંડીને આજ સવારના હિસાબી નોટના પ્રસંગ સુધીની બધી વાતો વિસ્તૃતતાથી કહી, અને વિભાને કહ્યું—મેં તો ચાલ્યા જવાનું કહ્યું છે અને મને ખબર નથી કે હું રોકીશ કે નહિ. મિત્રો અને સ્વજનોમાં આની ચર્ચા જરૂર થશે એ હું જાણું છું; તો પણ એક મોટી ભૂલ સુધારવા મને તો જરૂર મોટો સંતોષ થવાનો છે, અને એને માટે હું તો ઇશ્વરનો ઉપકાર જ માનીશ.

વિભા છાનીમાની બેસી રહી. ક્ષેત્રબાબુએ પણ થોડી વાર સુધી પોતાનો મત જાહેર ન કર્યો.

શૈલેશે ફરીથી કહ્યું—તમને લોકોને આ વસ્તુસ્થિતિ વિગતવાર કહેવી મને ઠીક લાગવાથી હું અહીં આવ્યો છું. આનું કારણ એ છે કે તમે મને જૂદી રીતે ન સમજો.

ક્ષેત્રમોહન જોરથી માથું હલાવીને બોલી ઊઠયા—ના ના, એવું તો નજ થાય. હા, પણ શૈલેશ, ભવાનીપુરમાં એક વખત લગ્નની વાતચીત ચાલતી હતી એનું શું થયું?

શૈલેશને આ વાત અસહ્ય થઇ પડી. ખીજાઇને એ બોલ્યો —તમારી વાત એટલી બેહુદી અને હલકી છે કે ગમે તેવા શાંત માણસને ગુસ્સે કરે.

આટલું કહીને ખીજાયલો શૈલેશ પાછો સંભાળીને બેઠો.

ક્ષેત્રબાબુએ તરતજ શૈલેશનો ભાવ સ્વીકારીને કટાક્ષના સૂરથી કહ્યું—તમારૂં કહેવું વાજબી છે.

આ કટાક્ષભરી ઉક્તિથી શૈલેશ સાચે જ ગુસ્સે થઈ ગયો. અને બોલ્યો—તે દિવસે તમે વિભાની સાથે જે વર્તન કર્યું એ જોતાં તમારી પાસેથી બીજી આશા પણ ન રખાય. તમારા દંભ અને ઘમંડને આંચકો ન લાગે એટલા ખાતર જ હું એ સત્ય આજ સુધી છૂપાવતો આવ્યો પણ આજે કહ્યા વિના ન રહેવાયું.

ક્ષેત્રબાબુએ જરા વાંકી ગરદન કરીને કહ્યું—શૈલેશ, ઠીક કહ્યું. It reminds me;—સ્ત્રી સાથે કેમ વર્તવું એ હજી સુધી મને બરાબર નથી આવડયું અને શીખવાની અવસ્થા પણ વીતી ગઈ. પણ તમે જો આ વિષય ઉપર એક પુસ્તક લખો તો મઝા પડે. તમે ભાઇબ્હેન એકાંતમાં વાતચીત કરો ત્યાં સુધી હું આવું છું.

ક્ષેત્રબાબુ ઝડપથી બહાર ચાલ્યા ગયા. શૈલેશે ગુસ્સાભર્યા અવાજે કહ્યું—પુસ્તક લખવામાં કદાચ સમય લાગશે, ત્યાં સુધી મોઢેથી તો સાંભળતા જાવ. ભવાનીપુરના લોકો મારી સંભાળ લે કે ન લે, પણ હું પોતે જઇને એમની સંભાળ લેવાનો છું.

ક્ષેત્રબાબુએ બારણા બહારથી જ ઉત્તર વાળ્યો—જરૂર લેવી પડશે અને હવે તો વિલંબ પણ ઘણો થઇ ગયો છે.

બીજે દિવસે સવારે ક્ષેત્રબાબુ શૈલેશને ઘેર ગયા. શૈલેશ

નહાવાની તૈયારીમાં હતો. અકસ્માત કસમયે બનેવીને જોઇને એને આશ્ચર્ય થયું. ગઇ કાલની અપ્રિય વાતચીત ઉપરથી એણે એમના આવવાની આશા રાખી જ નહોતી. મનમાં શરમાતાં શરમાતાં શૈલેશે કહ્યું—કેમ, અવાજે હાઇકોર્ટ બંધ છે ?

ક્ષેત્રબાબુએ કહ્યું—એ પ્રશ્ન અસ્થાને છે.

શૈલેશે ફરીથી પૂછ્યું—કેમ, પ્રેકટીસ છોડી દીધી ?

ક્ષેત્રબાબુએ એજ ભાવે ઉત્તર આપ્યો—આ એના કરતાં વધારે અનુચિત સવાલ છે.

શૈલેશે કહ્યું—ત્યારે તો હું પોતે જ અનુચિત છું. હું નાહી આવું તો તમને વાંધો તો નથી ને ?

ક્ષેત્રબાબુ—જરાય નહિ, તમે જઇ શકો છો.

ક્ષેત્રબાબુએ ઉષાની પાસે જઇને કહ્યું–ઉષાબહેન, આવી શકું ?

આ પૂજાનો ઓરડો નહોતો. સૂવાના ઓરડામાં જ ઉષા એક તરફ આસન ઉપર પૂજાની તૈયારી કરતી હતી. અવાજ ઓળખીને ભીના વાળ પર સાડી ઓઢતાં કહ્યું—પધારો.

ક્ષેત્રમોહન અંદર જતાં જ સંકોચાઇને બોલ્યા—મેં તમને કસમયે તસ્દી આપી. કેમ, અકસ્માત પિયેર જવાનો નિર્ણય કરી દીધો ? તમારા બાપુની તબીયત તો સારી છે ને ?

ઉષા—મારે બાપુ નથી.

ક્ષેત્રબાબુ—અરે ! માફ કરજો. માતાજી તો સુખરૂપ છે ને ?

ઉષા—એ તો બાપુ પહેલાં જ સ્વર્ગવાસી થઇ હતી.

ક્ષેત્રબાબુએ વિસ્મય પ્રગટ કરીને પૂછ્યું—તો પછી આપ કોની પાસે પિયરમાં જાવ છો ? ત્યાં કોણ છે ? જ્યાં કોઇ ન

હોય ત્યાં શી રીતે જવાય ? શૈલેશની વાત બાજુએ મૂકો તોયે અમે કેટલા દુ:ખી અને નારાજ થઈશું ?

ઉષા માથું નીચું રાખીને જ જરા હસીને બોલી—એમાં હું શું કરું ?

ક્ષેત્રબાબુ—એમ ન ચાલે.

ઉષા—આટલા બધા દિવસ તો એજ ભાઈને ઘેર મેં કાઢ્યા છે. અને અહીં પણ ખાસ અડચણ નહોતી, બધું ઠીક ઠીક ચાલતું હતું.

ક્ષેત્રબાબુ—જવું જ હોય તો ભલે જાવ, પણ પાછાં ક્યારે આવશો ? નહિ, તમારે જવાનું નથી.

ઉષા ચૂપ રહી. ક્ષેત્રબાબુએ ફરીથી પૂછ્યું—અને સોમેનનું શું ?

ઉષા—એની ફઈબા છે ને !

એકાએક ક્ષેત્રમોહને હાથ જોડીને કહ્યું—એ મારી સ્ત્રી છે એટલે એના તરફથી હું ક્ષમા માગું છું.

ઉષા ચૂપ રહી.

ક્ષેત્રબાબુ—ક્ષમા નહિ કરો, ઉષાબહેન ?

ઉષા પહેલાંની જેમજ માથું નીચું કરી ચૂપ રહી. થોડી વાર ઉત્તરની રાહ જોઈને પછી એક નિશ્વાસ નાંખીને ક્ષેત્રબાબુએ કહ્યું—જગતમાં જ્યારે અપરાધ છે ત્યારે તેને માટે દુ:ખભોગ પણ છે અને હોવું પણ જોઈએ. પરંતુ એનો ન્યાય કેમ નથી એ કહેશો ?

ઉષાએ કહ્યું—એટલે એક માણસના ગુનાની સજા બીજાને કેમ ભોગવવી પડે છે એજ પૂછો છો ને ? હું તો એટલું જ

જાણું છું કે સજા ભોગવવી પડે છે-કેમ ભોગવવી પડે છે એની મને ખબર નથી.

ક્ષેત્રબાબુ—તમે ક્યારે જવાનાં ?

ઉષા—ભાઈ તેડવા આવશે એટલે તરત ચાલી જઈશ. સંભવ છે કે કદાચ કાલે પણ આવે.

ક્ષેત્રબાબુ ક્ષણભર શાંત રહીને બોલ્યા—મેં ધાર્યું હતું કે એક વાત તો તમને નહિ જ કહું. પણ હવે આજે એમ લાગે છે કે તે સંતાડી રાખવાથી હું દોષિત ઠરીશ. તમારા આવતાં પહેલાં અહીં એક બીજી વ્યક્તિ આવવાની સંભાવના હતી. મને લાગે છે કે એ ષડયંત્રનો હજી અંત આવ્યો નથી.

ઉષા—હું એ જાણું છું.

ક્ષેત્રબાબુ—એટલે તમારે એ કાવતરૂં સફળ કરાવવું છે ? એનાથી શું લાભ ?

અધુરી વાતે જ દૃઢ સ્વરે ઉષા બોલી ઊઠી—સફળ થાય કે નિષ્ફળ. ક્ષેત્રમોહનબાબુ, મને ક્ષમા ન કરો !

હાથ જોડીને ઉષાએ આટલી વાર પછી ક્ષેત્રમોહન ભણી માથું ઉંચું કરીને દૃષ્ટિ કરી.

એ જ દૃષ્ટિની સામે ક્ષેત્રમોહન વિસ્મિત બનીને તાકી રહ્યા.

●

# ૧૧

શૈલેશે ઉષા સાથે બોલવુંચાલવું બંધ કરી દીધું. પણ એ તો રોજની જેમજ વર્તતી હતી. એના આચરણમાં રતિભાર પરિવર્તન ન થયું. ઘરનું કામકાજ પણ રોજની જેમજ નિયમિત કરતી. શૈલેશ એને ખાસ કશું નહોતો કહેતો. પણ એને સૌથી વધારે તો એ લાગતું હતું કે જે માણસ આ ઘરને હંમેશને માટે છોડી જાય છે તેને વળી આ ઘર પર આટલી બધી મમતા—માયા શી? આજે સવારે જ શૈલેશે સાંભળ્યું કે ગંદા હાથ ભીંત પર લૂછવા ખાતર પોતાના નોકરને ઉષાએ ખૂબ ધમકાવ્યો હતો. ઉષાના કામમાં કદાચ સ્વચ્છતા અને નિયમિતતા આવે પણ એ તો બીજાના કામોમાં પણ એટલી જ સ્વચ્છતા અને નિયમિતતા માગે છે. શૈલેશને જોઇએ તેટલો વખત ઉષાને ઓળખવા માટે નહોતો મળ્યો, હજી પરિચય ગાઢ થતો હતો. તથાપિ જે થોડી ઘણી ઓળખ થઇ એનાથી એટલું તો શૈલેશને ચોક્કસ જણાયું કે હવે ઉષાનો નિર્ણય ફરી શકે એમ નથી. પરંતુ સાધારણ માનવસ્વભાવ શલેશ આ ઉંમરે જેટલો ઓળખી

શક્યો હતો, તે જોતાં આંસુ, અસંગતતા અને હાસ્ય એકી સાથે એના મનને ચકડોળે ચઢાવી વિચિત્ર રીતે મૂંઝવતા હતા.

ક્ષેત્રમોહન આવીને સીધા રસોડા આગળ ઊભા રહ્યા અને બોલ્યા—ઉષાબહેન ! પ્રસાદને હજી કેટલી વાર છે ?

ઉષાએ માથાનો છેડો જરા આગળ લાવીને હસતાં હસતાં કહ્યું—પ્રોફેસરસાહેબને પૂછી જુઓ, અહીં તો બધું તૈયાર છે.

ક્ષેત્રમોહન—તમે હારો એવાં નથી. એ તો હુંજ હારી ગયો. રસોઈ જોઇને ભરેલું પેટ છતાં ખાવાની ઇચ્છા થાય છે. પણ બીક લાગે છે કે કદાચ તબિયત બગડે. પણ આ નિમંત્રણનો બીજે કોઈ વખતે જરૂર ઉપયોગ કરવાનો.

ઉષા ચૂપ રહી. ક્ષેત્રમોહને પૂછ્યું—તમારો છોકરો ક્યાં ગયો ?

ઉષાએ કહ્યું—આજે કોણ જાણે એને શું થઇ ગયું હતું કે નિશાળેજ જતો નહોતો. ખૂબ સમઝાવીપટાવીને હમણાંજ નિશાળે મોકલ્યો.

ક્ષેત્રબાબુ—તમારી માયા એને જબરી છે. (હસીને) પણ તમારા પિયેર જવાના ઠરાવનું શું થયું ? ઉષાબહેન, તમારા જેવાં માણસ પણ જ્યારે ગુસ્સામાં અસંગત અને ન બોલવા જેવી વાતો બોલશે ત્યારે આ સંસારમાં પછી વિશ્વાસ કરવા જેવું કંઈ નહિ રહે.

ઉષાએ આ આરોપનો કશોજ ઉત્તર ન આપ્યો. નીચું માથું નાંખીને ચુપચુપ બેસી રહી. ત્યાંથી ક્ષેત્રબાબુ શૈલેશના અભ્યાસગૃહમાં ગયા. શૈલેશ અરિસાની સામે વાળ ઓળતો હતો. પગરવ સાંભળીને પાછું જોયું.

ક્ષેત્રમોહને પૂછ્યું—કેમ, આજે કોલેજ બંધ છે ?

શૈલેશ—ના, આજે પહેલા બે કલાસ નથી.

ક્ષેત્રમોહને શ્વાસ નીચે મૂકીને કહ્યું—છો તો ખુશીમાં ને ? ઉષાબહેનને પિયેર જવાની પછી શી ગોઠવણ કરી ?

શૈલેશ—જે ગોઠવણ કરવાની છે તે એના ગયા પછી કરીશ. કદાચ કાલે એના ભાઇ આવીને એને લઇ જશે.

ક્ષેત્રબાબુ—તમે તો પાગલ છો. આ સ્ત્રીની સાથે તમારે નહિ બને. તમારી ઇચ્છા હોય તો આપણે પરસ્પર અદલાબદલી કરી લઇએ.

શૈલેશે ખૂબ ખીજાઇને કહ્યું—ક્ષેત્રબાબુ, આટલી ઉંમરે તો હવે આ બેહુદી મશ્કરીનો ધંધો છોડો.

ક્ષેત્રબાબુ—આજેજ છોડી દઉં, પણ તમે મને કયાં છોડવા દો છો. ઉષાબહેને વ્યથિત થઇને કહ્યું કે હું ભાઇને ઘેર ચાલી જઇશ, એટલે તમે પણ એકદમ ઉત્તર આપી દીધો કે જવું હોય તો પધારો. હજી ભવાનીપુરનો મામલો મારા હાથમાં છે. આ કેવો વિચિત્ર વ્યવહાર છે ! ભાઇબહેન તમે બન્ને એકજ જાતનાં છો. હું બધું ઠીક કરી આવ્યો છું. હવે ઉષાબહેન પિયેર નહિ જાય, પણ હવે તમે કૃપા કરીને રૂઝાયલો ઘા તાજો ન કરશો. (એકાએક ઘડિયાળ તરફ જોઈ ચોંકીને કહ્યું) અરે ! આ તો બહુ વખત થયો. હું જાઉં છું, કાલે સવારે આવીશ.

જતાં જતાં પાછા ફરીને કહ્યું—શૈલેશ, થોડા દિવસ નભાવો, પંડિતના ઘરની છોકરી છે એટલે અનાચાર એનાથી સહન નથી થતો. આ ખાવાપીવાની વસ્તુઓ બે દિવસ નહિ ખાવ તો નહિ ચાલે ? અને એ ખાવાપીવામાં શું બળ્યું છે ? ખર્ચનો તો

ખ્યાલ કરો ! જાઉં છું.

ઉત્તરની વાટ ન જોતાં ક્ષેત્રબાબુ ચાલ્યા ગયા.

શૈલેશ થોડી વાર સુધી સ્તબ્ધ બનીને મૂર્તિની જેમ ઊભો રહ્યો. ક્ષેત્રમોહન ક્યારે આવ્યા, શું કહ્યું અને કેમ કરીને એકાએક ચાલ્યા ગયા એ એને ન સમજાયું. નોકરે આવીને કહ્યું કે જમવાનું તૈયાર છે. ઉત્તર તરફના ઓરડાની ઓસરીમાં જમવાનું પીરસાયું હતું. રોજની જેમ થાળી પીરસીને સામેના પાટલા ઉપર ઉષા બેઠી હતી. શૈલેશે માથું નીચું કરીને જમવા માંડયું. એની ખૂબ ઇચ્છા હતી કે ક્ષેત્રબાબુ જે કહી ગયા તે વિષે થોડી મધુર વાતો કરું, પણ એકે શબ્દ મોઢામાંથી નીકળ્યોજ નહિ. સોમેનનું બહાનું કરીને પણ એનાથી વાતચીત ન થઈ શકી. આખરે ભોજન સમાપ્ત કરીને મૂગોમૂગોજ એ ચાલ્યો ગયો.

## ૧૨

બીજે દિવસે સવારે અવિનાશ (ઉષાનો નાનો ભાઈ) આવ્યો. શૈલેશ મોઢું ધોઇને અભ્યાસગૃહમાં ચાહ પીવા જતો હતો. ઘરમાં અપરિચિત પુરૂષને જોતાં જ એનાથી પૂછાઇ જવાયું —આપ કોણ છો ? આવનારે પરિચય આપતાં કહ્યું કે એ ઉષાનો નાનો ભાઇ છે. અવિનાશે કહ્યું—મોટાભાઇ આવવાના હતા પણ ન આવી શક્યા, એટલે બહેનને તેડવા મને મોકલ્યો છે.

"ભલે લઇ જાવ." કહીને શૈલેશ પોતાના ઓરડામાં ગયો. ત્યાં સવારના નાસ્તાનો સામાન ટેબલ પર ગોઠવીને મૂક્યો હતો; પરંતુ માત્ર ચાહનો પ્યાલો જ લઇને એક આરામખુરશી પર એ બેસી ગયો. બાકીનું બધું એમ ને એમ પડી રહ્યું. એને અડકવાનું પણ એને મન ન થયું. ઉષાના પિયેરથી કોઈ આવીને એને લઈ જાય એ વાત નિશ્ચિત હતી, એટલે અવિનાશને જોઇને આમ પરેશાન થઈ જવાની જરૂર નહોતી અને અવિનાશ આવ્યો એટલે ઉષા જશે જ એ પણ ચોક્કસ હતું. છતાં એના મનની સ્થિતિ દર્દભરી જ રહી. ક્ષેત્રમોહન આજે સવારે આવવાના હતા તે કેમ ન આવ્યા, એ ચિંતાએ પણ અસર કરવા માંડી.

ૈલેશને એમ થયું કે ક્ષેત્રબાબુ આવે તો હમણાં બધો ખુલાસો
ાઈ જાય. પોતે ઉષાને પૂછી શકે એવી સ્થિતિ નહોતી, એટલે
ું કરવું એની મૂઝવણ વધતી જતી હતી. એટલામાં પડદો
ાહાવીને કોઈ આવ્યું. શૈલેશે ક્ષેત્રમોહન ધારીને જોયું, પણ એ
ા અવિનાશ હતો. શૈલેશે એની સામે જોયું અને પછી એક
સ્તક ઉઘાડીને વાંચવા માંડયું. એનું આખું શરીર બળતું હતું.

અવિનાશ બેસવા જતો હતો પરંતુ સામેના ટેબલ ઉપર
ાસ્તો જોતાં એ બીજી ખુરશીને એક તરફ હઠાવીને ત્યાં જ એક
ુરશી પર બેઠો. ઘરના માલીક વિનય કરશે એ આશા કદાચ
ેને નહોતી પણ શૈલેશે એક પણ શબ્દ ન ઉચ્ચાર્યો એટલે
ાવિનાશને બોલવું પડયું. એણે કહ્યું—અઢી વાગ્યાની ગાડીએ
ાહેન જવાનું કહે છે.

શૈલેશે પુસ્તકમાંથી દૃષ્ટિ કાઢીને પૂછ્યું—જવાનું કહે છે ?
મ મારી તરફથી કંઇ અડચણ ઊભી થવાનો સંભવ છે ?

આ તદ્દન અસંગત વાતનો ઉત્તર બિચારા અવિનાશ ને
સૂઝયો. એણે સમજ્યા વિના જ ઉત્તર આપ્યો—જી ના.

બારણાની બહાર બંગડીઓનો ખણખણાટ સાંભળીને
લેશનું મન વધારે ખરાબ થઈ ગયું. ગુસ્સામાં જ કહી દીધું—
વા માટે મારો વાંધો નથી.

અવિનાશ ચૂપ બની ગયો. શૈલેશે ફરી પૂછ્યું—તમારા મોટા
ાઈ આવવાના હતા ને ? એ કેમ ન આવ્યા ?

અવિનાશે સંકોચથી ધીરે ધીરે કહ્યું—એમની તો મને મોક-
ાની ખાસ ઇચ્છા નહોતી.

શૈલેશ—કેમ ?

અવિનાશ ચૂપ રહ્યો.

શૈલેશ—તમે હજી બાળક છો. તમને બધી વાત ન કહેવાય અને કહેવાથી લાભ પણ નથી. પણ હા, તમારા મોટાભાઇ પૂછે તો કહેજો કે એમાં ઉષાનો કંઇ દોષ નથી. એમાં દોષ અગર મૂલ કોઇની પણ હોય તો તે મારી છે. ઉષાને બોલાવવા આદમી મોકલ્યો એ જ અનુચિત હતું.

થોડી વાર રહીને પાછું શૈલેશે ચલાવ્યું—મને એમ લાગતું હતું કે પિતાજી વહુને બોલાવીને અન્યાય કરી ગયા છે. વખત આવ્યો એટલે મેં ધાર્યું કે એ અન્યાય દૂર કરવાની તક આવી છે. તમારી બહેન આવી પણ ખરી, પણ પહેલાંનો એક દોષ હવે સો દોષ જેવો મોટો લાગે છે.

આનો ઉત્તર અવિનાશ શું આપે ? એ તો ચૂપ રહ્યા. આ વખત બીજા દરવાજેથી ક્ષેત્રમોહન અંદર આવ્યા. શૈલેશે એમના તરફ જોયું પણ એની જીભ ન રોકાઇ. કઠોર વાતનો એ સ્વભાવજ હોય છે કે એ પોતાના ભારથીજ સખતમાં સખત બની જાય છે. ઉષા દરવાજાને ઓથે ઊભી છે, એ જાણીને અમુક નિશાન બનાવીને એને નિરંતર ઘાયલ કરતા જવની નિષ્ઠુર ઉત્તેજનામાં જ્ઞાનશૂન્ય બનીને શૈલેશે પહેલાંની જેમજ બોલવા માંડયું—તમારી બહેન સાથે મેં એક દિવસ લગ્ન કર્યું હતું એ વાત સાચી; એટલા ખાતર જ એ મારી સહચરી નથી બની શકતી. અમારાં સ્વભાવ, સંસ્કાર, ધર્મ અને કેળવણી બધું જ ભિન્ન છે. જબરજસ્તીથી એને અહીં રાખીને હું મારા ઘરને સ્મૃતિશાસ્ત્રની પાઠશાળા તો બનાવવા નથી માગતો. મારી એકની એક બહેન મારી સાથેના બધા જ સંબંધો તોડીને દુઃખ અને ક્ષોભની મારી મરી જાય એવી સ્થિતિ છે. અને એકનું

એક બાળક ખરાબ શિક્ષણ અને ખરાબ સંસ્કારથી બગડે એ જુદું. આ અનર્થ મારાથી થવા દેવાય એમ નથી. હા, તમારી બ્હેનનો હું એટલા માટે ઋણી છું કે જે વાત હું મારે મોઢે નહોતો કહી શકયો તે એણે પોતેજ કહી દીધી.

ક્ષેત્રમોહન વિસ્મયથી દંગ બનીને શૈલેશ ભણી તાકીને જોઇ રહ્યા હતા. શૈલેશ શરમાળ અને નબળી પ્રકૃતિનો માણસ હતો. આ જાતની કટુ અને બેશરમ વાત કરવી એના સ્વભાવની વિરૂદ્ધ હતું, છતાં આ વખતે એક પાગલની જેમ તે કોણ જાણે શું બકી રહ્યો હતો ! ઉષાનો નાનો ભાઇ એને તેડવા આવ્યો છે એ સમાચાર એમણે પ્રથમ જ કળી લીધા હતા, એટલે આ અપરિચિત પુરૂષજ ઉષાનો ભાઇ છે એમાં સંદેશ નહોતો. એની સામેજ શું આ બધું નાટક થઇ રહ્યું છે ! ક્ષેત્રબાબુ વ્યગ્ર થઇને હાથજોડીને બોલી ઉઠયા—જુઓ ભાઇ, આમાંથી એક અક્ષર પણ તમારી બ્હેનને ન કહેશો.

એ અપરિચિત છોકરાએ દરવાજા તરફ આંગળી કરીને કહ્યું—મને કહેવાની જરૂર નથી. બ્હેન બહાર ઊભા રહીને બધું સાંભળે છે.

ક્ષેત્રબાબુ—બહાર ઊભાં છે ? ત્યાં આગળ ?

અવિનાશ બોલે તે પહેલાં જ શૈલેશે કહ્યું—હું જાણું છું ક્ષેત્રબાબુ, કે એ ત્યાં ઊભી ઊભી બધું જ સાંભળે છે.

આ ઉત્તર સાંભળીને ક્ષેત્રબાબુ સમસમી રહ્યા. પડેલે માથે બેસી રહ્યા.

તે જ દિવસે ત્રણેક કલાક પછી બ્હેનને લઇને અવિનાશ સ્ટેશન તરફ રવાના થયો ત્યારે સોમેન પોતાની ફોઇને ઘેર

હતો; અને એના પિતા કૉલેજમાં તથા ક્ષેત્રબાબુ બહાર લાયબ્રેરીમાં બેઠા હતા.

બીજે દિવસે સવારે ચાહના ટેબલ પર બેઠેલી વિભાએ કટાક્ષથી સ્વામીને પૂછ્યું—ભાઇ, શું કરતા હતા ?

ક્ષેત્રમોહને કહ્યું—જોવામાં તો હાથમાં એક પુસ્તક લઇને બેઠા હતા, પણ ખરી રીતે તો એ પોતાની બેવકુફી ઉપર પસ્તાવો કરતા હતા.

વિભા—એવું કામ તમે કયારે કરશો ?

ક્ષેત્રબાબુ—કયું કામ ? પુસ્તક વાંચવાનું કે પસ્તાવો કરવાનું ?

વિભાએ કહ્યું—પુસ્તક વાંચવાનું કામ તો હવે તમને શોભે પણ નહિ. હું તો બીજા જ કામની વાત કરૂં છું.

ક્ષેત્રમોહને અચકાઇને કહ્યું—એ તો તું તારા ભાઇને બોલાવીને તારા બાપને ઘેર ચાલી જાય તો તરત કરવા માંડું.

વિભાનું ચિત્ત આજે પ્રસન્ન હતું એટલે એણે ગુસ્સો ન કર્યો, પણ આખરે બોલી—એ તો કદાચ મારાથી નહિ બને. કારણ કટ્ટર હિંદુપણાના જપતપ અને સ્પૃશ્યાસ્પૃશ્યની કલા શીખવાની તક મને બચપણુથી જ નથી મળી.

પોતાની પત્નીની વાતચીતથી આજકાલ ક્ષેત્રબાબુ તરત ચિઢાઈ જતા હતા. પણ આ વખતે ક્રોધને દબાવીને સહજ સ્વભાવે કહ્યું—એ તો મોટી કમનસીબી કહેવાય. કદાચ તક મળત તો આજે તારા ભાઇના નસીબમાં આટલી વિડંબના ન હોત.

ક્ષેત્રમોહન ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા.



## ૧૩

ભવાનીપુરની જે કન્યાની વાત શૈલેશની સાથે ચાલતી હતી એ વાતને ફરીથી અગત્ય આપવામાં આવી. માત્ર વિભા આ વખતે સ્વામીના અસંતોષ કે રોષના ડરથી ઉઘાડી રીતે આ વાતચીતમાં ભાગ ન લઈ શકી. પરંતુ અનેક પ્રકારે પોતાની છૂપી સહાનુભૂતિ બતાવવામાં એણે જરાય બાકી ન રાખી. કન્યા પક્ષના અસહ્ય દબાણથી ક્ષેત્રબાબુએ એક દિવસ શૈલેશને આ લગ્ન વિષે પૂછી જોયું. પરંતુ જવાબમાં શૈલેશે લગ્ન કરવાની અનિચ્છા બતાવતાં કહ્યું—ક્ષેત્રબાબુ, જીંદગીનો મોટો ભાગ તો વિતી ગયો છે. હવે થોડા દિવસને ખાતર જીવનમાં નવી મુશ્કેલી સ્વીકારવાની હિંમત નથી ચાલતી. હવે તો તમે સોમેનને આશીર્વાદ આપો કે એ જીવતો રહે. ફરીથી લગ્ન કરવામાં કંઇ સાર નથી.

માણસની નિષ્કપટ ભાવે કહેલી વાત છૂપી રહી શકતી નથી. આજે શૈલેશને મોઢે નીકળેલા હૃદયના સાચા ઉદ્‌ગારો સાંભળીને ક્ષેત્રબાબુને સાચે જ દુ:ખ થયું. આ પ્રસંગ પછી ક્ષેત્રબાબુ કોર્ટમાંથી પાછા વળતાં રોજ શૈલેશને ત્યાં જતા. ઘરમાં ગૃહિણી નહિ, કોઈ બાળક નહિ એટલે માત્ર ત્રણચાર નોકરો

મળીને ઘર ચલાવતા. ધીરે ધીરે ઘરમાં એટલી બધી અવ્યવસ્થા અને અનિયમિતતા આવી ગઈ કે ગમે તેને દુઃખ અને ક્લેશ થયા વિના ન રહે. લગભગ એક મહિના પછી ક્ષેત્રબાબુએ પહેલાંની જ વાતને ઉથલાવીને શૈલેશને કહ્યું—શૈલેશ, ઉષાબહેનના સંબંધમાં મારો મત અને ભાવ તમને ખબર છે. પોતાનું એક પણ માણસ ઘરમાં ન હોય તો જીંદગી અકારી થઇ પડે, ખાસ કરીને આ પાછલી અવસ્થાએ.

ઉમા ત્યાં હાજર હતી. એણે કહ્યું—ભાઇ, હજી એમને પાછલી અવસ્થાએ પહોંચતાં વાર છે અને તે પહેલાં તો ભાભી જરૂર આવીને હાજર થઇ જશે. રૂસણું કરીને કોઇ પણ સ્ત્રી કેટલા દિવસ પિયેરમાં રહી શકે ?

આટલું કહીને ઉમાએ એક વાર પોતાના ભાઇની તરફ અને એક વાર શૈલેશની તરફ જોયું. પરંતુ બન્નેમાંથી કોઈ કંઇ ન બોલ્યું. શૈલેશના મુખ પર વિષાદની સ્પષ્ટ છાયા પથરાયલી હતી. ઉમાને પોતાની તરફ એકીટશે જોઇ રહેલી જોઇને શૈલેશે આખરે એટલું જ કહ્યું—હવે કદાચ એ નહિ આવે.

ઉમાએ અત્યંત અવિશ્વાસ બતાવીને જોરથી કહ્યું—નહિ આવે ? અરે, જરૂર આવે. કદાચ આ મહિનામાં જ આવે. કેમ ભાઇ, ન આવે ?

ઉષાનું પાછા ફરવું કેટલું અસંભવિત છે એ ક્ષેત્રબાબુ બરાબર જાણતા હતા. ઉષાની વિદાય વખતે શૈલેશે જે બોલ્યા હતા એ બધા ક્ષેત્રબાબુને બરાબર યાદ હતા. એમને એમ લાગતું હતું કે ઉષા આ બધી વાતો કદી ભૂલે એવી નથી. પોતાની વહુના સંબંધમાં શૈલેશના પિતાએ અત્યંત અન્યાય કર્યો, ઉષાના આવ્યા પછી વિભાએ અદેખાઇને લઇને એનું અપમાન

કર્યું અને એ અપમાનની હદ બાકી હતી તે એની વિદાય વખતે શૈલેશે ઓળંગી દીધી. તો પણ ઉષાના મધુર ચારિત્ર્યને જોઇને ક્ષેત્રબાબુ એ સમજી શક્યા નહોતા કે આવી સંસ્કારી સ્ત્રી સ્વામીનું ઘર છોડીને કેમ ચાલી ગઇ! પણ જ્યારે જ્યારે એમને આવો સંસ્કાર યાદ આવતો ત્યારે ત્યારે પોતે જ પોતાના મનને મનાવી લેતા અને સાંત્વન આપતા કે ઉષાએ પોતાની શક્તિ હતી ત્યાં સુધી અનાદર અને અવહેલના સહન કર્યાં પણ એના સ્વામીએ જ્યારે એના ધર્માચરણ પર આક્રમણ કર્યું ત્યારે એ આઘાત એને મન અસહ્ય થઇ પડયો.

આજ ધાર્મિક સંસ્કારોની કુમાશથી લાંબા સમય પછી પણ જ્યારે સ્વામીએ તેડાવી ત્યારે માનઅભિમાનની પરવા કર્યા વિના સરળતાપૂર્વક એ પતિને ઘેર ચાલી આવી હતી. હિંદુ સ્ત્રીના આ ધર્મસંસ્કારોનો, સંસ્કારબંધનથી મુક્ત અને પ્રાચીન માન્યતાઓના અંધકારમાંથી નવા યુગના પ્રકાશમાં પહોંચેલા ક્ષેત્રબાબુને વધારે પરિચય નહોતો; કારણ તેઓ બ્રાહ્મસમાજી હતા. પરંતુ આ વખતે પોતાની પત્નીની સાથે તુલના કરીને ઉષાના વિશ્વાસની દૃઢતા અને એને ખાતર પોતાના સર્વ સુખોને લાત મારવાની શકિત જોઇને એમને પોતાનો આખો સમાજ ક્ષુદ્ર અને તુચ્છ દેખાયો. એમને મનમાં સ્પષ્ટ લાગતું હતું કે આવું સાચું તેજ પોતાના સમાજની એક પણ સ્ત્રીમાં નહોતું. એમને એમ થતું હતું કે કદાચિત યથાર્થ ધર્મ એમના સમાજમાંથી અલોપ થઈ ગયો છે. જે શ્રદ્ધા દુઃખોને સરળતાપૂર્વક સહન કરે છે અને જેની ગહનતા દુઃખ અને ત્યાગના સમયમાં પોતાની કસોટી લે છે એ શ્રદ્ધા વિભામાં ક્યાં છે? ઉમામાં ક્યાં છે? અને એમની નજરમાં આવેલી બધી સ્ત્રીઓ એક પછી એક

દષ્ટિ સમીપ આવી ગઈ, પણ કોઈની તુલના ઉષાની સાથે એઓ ન કરી શકયા ! આ અનુમતિ એમના હૃદયને એક બાજુથી સંકોચ અને બીજી તરફથી ભકિતભર્યું બતાવતી હતી. એનું કારણ એ હતું કે આટલા ટૂંકા સમયમાં ઉષા પોતાના સ્વામીને કેટલા નૈસર્ગિક સ્નેહથી ચાહતી હતી ! અને જ્યારે એમને એ ખ્યાલ આવતો કે આ અનર્થ માત્ર એક મુસલમાન નોકરને ખાતર થયો છે ત્યારે તો એ સમસમી રહેતા. જે આચાર અથવા અનાચારને ઉષા પસંદ નહોતી કરતી તે ઘરમાં ફરીથી પ્રચલિત થવાથી તેને ઘર છોડવું પડયું. આની અસર બીજા પર પડી હો કે નહિ પણ ક્ષેત્રબાબુની તો એવી અવસ્થા હતી કે એ તો સાળીનું સ્મરણ થતાં, શૈલેશની સંકીર્ણ સહૃદયતા અને તુચ્છતાથી હેરાન થઇને વિસ્મય અને ક્ષોભથી સમસમા રહેતા.

ઉમા પુર્વોક્ત પ્રશ્ન કરીને ભાઇની તરફ મીટ માંડીને જોઇ રહી હતી. ઉત્તર ન મળવાથી થોડી વાર રહીને એ બોલી—ભાઇ, કેમ બોલતા નથી ?

ક્ષેત્રબાબુ—શું ઉમા ?

ઉમા—વાહ, તમેયે ખરા ! હું કહું છું કે ઉષાબ્હેન કદાચ આજ મહિનામાં પાછાં ફરે. તમને આ શકય નથી લાગતું ?

બ્હેનના પ્રશ્નને ટાળીને ક્ષેત્રમોહને કહ્યું—અને ધારો કે કદાચ હવે એ પાછી ન આવે તો ઓછું કંઇ અનુચિત થવાનું છે ? જીવનનો ઘણો ભાગ તો એણે પિયેરમાં જ ગાળ્યો છે ને ! હવે જીંદગીનો બાકીનો ભાગ પણ ત્યાં જ ગાળશે. પણ હવે એનો બીજો ઉપાય જ નથી ?

ઉમા પોતાના ભાઇની આ વાતની મતલબ બરાબર સમજી ના શકી. એ છાનીમાની ક્ષેત્રબાબુની તરફ જોઇ રહી.

શૈલેશે એના વિસ્મયપૂર્ણ મુખ ભણી જોઇને કહ્યું—ઉમા, એ અહીં પાછી આવે એ મને ઠીક નથી લાગતું. એની સાથે મારૂં લગ્ન થયું છે પણ એ મારી સહધર્મચારિણી નથી.

ઉષાના સંબંધમાં, એની વિરૂદ્ધ આ બેહુદા ઇશારાથી ક્ષેત્રબાબુ મનમાં જ ચિઢાઇ ગયા. એમણે બીજાઇને કહ્યું—આપણા લોકોને વળી ધર્મ જ ક્યાં છે કે સહધર્મચારિણી હોય! ભાઈ, આ કલ્પનાના ગપગોળા રહેવા દો. હું તો તમારી આગળ ગૃહજીવનની સરળ વાતો કરૂં છું.

શૈલેશે આશ્ચર્ય પામીને પૂછ્યું—શું કહ્યું! આપણે ધર્મ જ નથી?

ક્ષેત્રમોહને જવાબ વાળ્યો—ક્યાં છૂપાયો છે એ ધર્મ? તમે જ બતાવો. પૈસા કમાઇએ છીએ, ખાઇએપીએ છીએ અને લ્હેર કરીએ છીએ, બસ. પહેલાના લોકો શ્રાદ્ધ–શાંતિ, પર્વ–ઉત્સવ, પૂજાપાઠ, વ્રત–નિયમ, ધર્મ–કર્મ કરતા હતા એટલે એમને સહધર્મચારિણીનું પ્રયોજન હતું. આપણા લોકોને સહધર્મચારિણીની આટલી બધી ચિંતા શા માટે હોવી જોઇએ!

શૈલેશનું મર્મસ્થાન વિંધાયું એટલે દુઃખ પામતાં કહ્યું—તો સહધર્મચારિણી એજ છે? શ્રાદ્ધ–શાંતિ, પૂજા–પાઠ—

વાત પૂરી પણ ન થઈ અને વચમાં જ ક્ષેત્રમોહન બોલી ઊઠ્યા— સહધર્મચારિણી એજ છે, એજ છે અને એજ છે; એના વિના બીજી નહિ. જુઓ ભાઇ, તમે પણ હિંદુ છો અને હું પણ હિંદુ છું—Without offence આપણે પૂજા પણ નથી કરતા, મંદિરગાંય નથી જતા અને કૃષ્ણ કે વિષ્ણુનું નામ લઇને એમની ખરાબ સ્મૃતિનેય આપણે નથી અડકવા દેતા. આપણી સ્ત્રીઓ તો આના કરતાં વધારે Harmless છે.

આપણે સહજ માણસો ભલા આદમી છીએ. ભાઇ, આટલી મોટી સાત અક્ષરની 'સહધર્મચારિણી' લઇને આપણે શું કરીશું. એ નાનીશી સ્રીથીજ આપણો નિભાવ થઈ શકશે. તમે જરા ઇચ્છા કરો તો પેલા ભવાનીપુરના લોકો મારી પાછળ પડયા છે અને તમારી બહેનની પણ ઇચ્છા છે.

એકાએક ક્રોધના આવેશથી શૈલેશના મુખ પર અંધારૂં છવાઇ ગયું. શૈલેશને ગુસ્સે ચઢેલો જોઇને ક્ષેત્રબાબુએ તરત કહી દીધું—જુઓ ભાઇ, તમને કટાક્ષ કે વ્યંગ લાગે તો તમારા કરતાં મારી જાત ઉપરજ એ વધારે હશે.

શૈલેશે આનો પ્રતિવાદ ન કર્યો. એ તો મૂંઝવણભર્યો બેઠો હતો ત્યાંજ સમસમીને બેસી રહ્યો.

## ૧૪

ક્ષેત્રમોહનને લાગ્યું કે આ પ્રસંગને વધારે ચૂંથવો હમણાં ઠીક નથી. શૈલેશનો ક્રોધ શાંત થવા માટે હજી પાંચ સાત દિવસ પસાર થવા દેવા જોઇએ. પછી એકાદ દિવસ આ ભવાનીપુર-વાળી વાત કરાશે. એ નિશ્ચય કરીને તે દિવસે એઓ ઉમાને સાથે લઇને પોતાને ઘેર ચાલ્યા ગયા. પણ છસાત દિવસમંજ ભાગલપુરની અદાલતનો એક કેસ આવ્યો એટલે કલકત્તા છોડીને એમને જવું પડ્યું. જતાં પહેલાં કન્યા અને વર પક્ષ તરફથી એઓ વિભાને એટલી ખાત્રી આપતા ગયા કે મામલો જેટલો નિરાશાજનક લાગે છે, એટલો વાસ્તવિક રીતે નથી. માછલી ખોરાકની તરફ જ કૂચ કરી રહી છે. એકાએક કાંટાવાળી લોટની ગોળી ગળી જાય તો એમાં વિચિત્ર કંઇ નથી.

ઘણા દિવસ પછી આજે ક્ષેત્રમોહનને પોતાની પત્ની સાથે પ્રસન્ન ચિત્તે વાતચીત થઇ. વિભાએ ઉમાને મોઢે આ ઘટના વિષે થોડું સાંભળ્યું હતું. એટલે તેણે ક્ષેત્રબાબુને કહ્યું—હું એમ જાણતી હતી કે તમે ઉપાબાબીના જબરા હિતચિંતક છો.

અને મહિના મહેલાં તો હું એમ માનવા તૈયાર નહોતી કે તમે મારા ભાઈના વિવાહમાં આટલો સક્રિય રસ લેશો.

ક્ષેત્રબાબુ—આજે તો હવે એ ઉચિત લાગે છે. ઉષાબહેનનો હિતચિંતક હું હજીય છું જ અને હંમેશા રહેવાનો; પણ જે વાત અશક્ય છે અને જેના થવાથી કંઈ લાભ નથી, તેને માટે માથું ફોડવાથી શું ફળ મળે ?

વિભાએ હસતું દાબીને સ્વામીને કટાક્ષમાં કહ્યું—મને લાગે છે કે પુરૂષ હોવાને કારણે જ ઉષા ભાભીને ઓળખતાં તમને આટલી વાર લાગી. પણ હું તો એક વખત જોતાં જ એમને પીછાની ગઇ હતી. એમની સાથે આપણો કોઇ રીતે નિભાવ ન થાત.

ક્ષેત્રમોહને કહ્યું—એને ઓળખવામાં આપણી વચ્ચે ભેદ હતો એ હું માનું છું, પણ હું એટલુંયે કબૂલ કરૂં છું કે મારી થોડી ભૂલ થઇ હતી.

વિભા—ખેર, તમે ભૂલ માની એટલું બસ છે. એકાએક જપ-તપ અને હિંદુ આચારવિચારની પ્રશંસા તમે જે શતમુખે કરવા માંડી હતી તે જોઇને હું તો ડરીજ ગઈ હતી. આપણેય કંઇ ખ્રિસ્તી કે મુસલમાન નથી પણ બાકીના આપણાથી નીચા છે અને એમના હાથનું ખાવાથી જ જાતિભ્રષ્ટ થઇ જશે એવો ઘમંડ શી રીતે ચાલે ? પંડિતોના રીતરિવાજ વિનાના બીજા રસ્તા નરકમાં લઇ જનારા છે એ માન્યતા ઉષાના બાપને ઘેર જ ચાલી શકે, અહીં ન ચાલે. અને એ ન ચાલી શકે એટલા ખાતર તો એ એના પતિના ઘરમાં રહી ન શકી.

આ વાત એકદમ સાચી પણ નહોતી અને જૂઠી પણ નહોતી. આમ સાચ અને જૂઠ બન્નેનું મિશ્રણ થવાને કારણે

ક્ષેત્રમોહન પોતાની પત્નીના મુખ ભણી તાકીને જોઈ રહ્યા, કંઇ જવાબ ન આપ્યો.

અકસ્માત ઉમાએ આવીને પૂછ્યું-શાની વાત કરો છો ભાઈ ?

વિભાએ પોતાની વાતના અનુસંધાનમાં પહેલાની પ્રભાવપૂર્વક વાત શરૂ કરી—માત્ર પોતાની જાતિ કે ધર્મ બચાવવાને ખાતર જ મારા ભાઇએ ભાભીનું અપમાન કર્યું તો એવું અપમાન તો તે દિવસે તમે પણ મારૂં કર્યું જ હતું ને ! એટલે એટલા ખાતર હું આ ઘર છોડીને બાપને ઘેર ચાલી જાઉં !

ક્ષેત્રમોહન—એમ તે કેમ જવાય !

વિભાએ ઉમાને લક્ષ્ય કરીને કહ્યું—તમારા ભાઇ એકાએક એક નવી વસ્તુને બહારથી જોઇને એના ઉપર ખુશ થઈ ગયા હતા. હિંદુઓના ધાર્મિક કટ્ટરપણાની કેળવણી આપણને નથી મળી પણ માબાપ પાસેથી અમને જે કંઇ શિક્ષણ મળ્યું છે તે એના કરતાં વધારે સાચું અને વધારે લાભદાયક છે.

જરા હસીને આગળ કહેવા માંડયું—તમારા ભાઇની તો એટલે સુધી ઇચ્છા હતી કે ઉમાબહેન તમે પણ ઉષાભાભીના શિષ્યા બની જાવ. મને વખત નથી પણ તમે તમારા ભાઇને સંભળાવો કે તમે એમની પાસેથી શું શું શીખ્યા અને શું શું બાકી છે.

આટલું કહીને વિભા હસતી હસતી ચાલી ગઇ.

ક્ષેત્રમોહન મૂગા બેસી રહ્યા. નાની બહેનની આગળ પોતાની સ્રીની આ વ્યંગ-કથા એમને આકરી લાગી પણ નાઇલાજે કંઈ જવાબ ન આપી શકયા. હિંદુ આચારવિચારની ઘણી વસ્તુઓથી પોતાનો સમાજ હીન છે, પોતે પણ એ આચારવિચાર બહુ પસંદ નથી કરતા; પરંતુ કોણ જાણે કેમ હિંદુ

સ્ત્રીઓની આચારનિષ્ઠા અને પુરાતન જીવનપ્રણાલીની કલ્પના તરફ એમનું મન ખૂબ આકર્ષાતું હતું. આજ કારણથી અકસ્માત એ જ નિષ્ઠા એને જીવનપ્રણાલીની પ્રતિમૂર્તિ ઉષાને સામે જોઇને એ એકદમ મુગ્ધ બની ગયા હતા. અને આજે એના જ આચરણથી એમને સૌની આગળ નીચું જોવાનો સમય આવ્યો હતો. જે સાળીને ઉદાહરણ રૂપે મૂકીને તેઓ સ્વજનો અને મિત્રો આગળ વારંવાર જે શિક્ષણ અને સંસ્કારની ઉત્સાહપૂર્વક વાતો કરતા, એને બદલે આજે એમને અત્યંત આઘાત પહોંચ્યો. ઉષા પોતાને માટે, પોતાના કાર્યને માટે પોતે જ જવાબદાર છે. એણે કંઇયે અન્યાય કર્યો નથી અને એ અન્યાય કરી જ ન શકે એ વાત મક્કમતાથી એઓ રજુ કરવા માગતા હતા પણ મુખમાંથી શબ્દો જ ન નીકળતા. એટલે જ પોતાની પત્નીના ગયા પછી ઉમાની આગળ કંઇક ખુલાસો કરવાની ઇચ્છાથી સંદેહભર્યા સ્વરે કહ્યું—કટ્ટરપણું તો બધી જ વસ્તુઓનું ખરાબ હોય છે, એ હું માનું છું. ઉમા, હિંદુ ધર્મની આ ગડબડ મિટાવવી જોઇએ. પરંતુ આપણે તો એનાથી ખરાબ છીએ એ વાત ન માનવી એ તો અન્યાય છે.

ભાઈ અને ભાભીના ઝઘડામાં ઉમા હંમેશા તટસ્થ અને ચૂપ રહેતી. એટલે એણે વિભાની ગેરહાજરીમાં પણ કંઇ ઉત્તર ન આપ્યો.

એજ રાત્રે ભાગલપુર જતાં પહેલાં ક્ષેત્રબાબુએ વિભાને બોલાવીને કહ્યું—મને પાછા વળતાં કદાચ ચાર પાંચ દિવસની વાર લાગશે. એ દરમ્યાન ભવાનીપુરવાળામાંથી કોઇ મળે તો કહેજે કે હું શૈલેશને મનાવી શકીશ.

વિભાએ પૂછ્યું—એટલે હવે ઉષાભાભી પાછા નહિ આવે?

ક્ષેત્રબાબુ—ના. જેમ જેમ વિચાર કરૂં છું તેમ તેમ લાગે છે કે શૈલેશ કરતાં ઉમાનો વાંક વધારે છે. તેં બરાબર કહ્યું હતું. જે શિક્ષણ માણસના હૃદયને આટલું સંકીર્ણ અને સ્વાર્થી બનાવી દે છે એ શિક્ષણનું મૂલ્ય અને મહત્વ કોઇ જમાનામાં ગમે તેટલું હોય પણ આજે જરાય નથી. એટલી વાત ખરી કે ઉમાબહેનમાં આચારવિચારની વિડંબના અથવા આડંબર જ હતો, સાર વસ્તુ નહોતી. હોત તો સ્વામીનું ઘર છોડીને એ ચાલી ન જાત. ત્યારે હું જાઉં છું.

ક્ષેત્રમોહન ઘરમાંથી નીકળીને મોટરમાં રવાના થયા.

ભાગલપુરનો કેસ પૂરો કરીને કલકત્તા પાછા ફરતાં એમને પાંચને બદલે દસ દિવસ વીતી ગયા. ઘરમાં પાછા આવતાં સૌથી પહેલાં ઉમાના દર્શન થયાં. ઉમાએ તરત જ ખબર આપી કે આજે ત્રણ દિવસ થયા શૈલેશબાબુ છ મહિનાની રજા લઇને પાછા અલ્હાબાદ ચાલ્યા ગયા. આ વખતે તો સોમેનને પણ નિશાળેથી ઉઠાડીને પોતાની સાથે લઈ ગયા છે.

ક્ષેત્રબાબુ—કેમ એકાએક ?

ઉમા—કોણ જાણે ! સોમેનને લેવા આવ્યા હતા ત્યારે કહેતા હતા તબિયત ઠીક નથી.

વિભાને જોતાંજ ક્ષેત્રમોહને સંભળાવ્યું—તબિયતનું તો બહાનું છે. પણ આ કંઈ ઠીક ન બન્યું.

બીજું કંઇ કહેવા જતા હતા, પણ ઉમાને જોઇને ચૂપ રહ્યા.

આજ નવા બેરીસ્ટરોની જેમ ક્ષેત્રબાબુના દિવસો જતા હતા. પૈસાની તંગી હોય ત્યારે હિંદુ રહેણીકરણીના વખાણ કરે અને પાસે પૈસા આવે એટલે બધું ભૂલી જાય. ગમે તેમ પણ એઓ શૈલેશના સાચા હિતચિંતક હતા. શૈલેશને એઓ બરાબર ઓળખતા હતા. એના જેવા દુર્બળ સ્વભાવના માણસ પાસે ગમે તે કામ સ્હેલાઇથી કરાવી શકશે એ વિશ્વાસેજ હજી સુધી એમણે ભવાનીપુરના સંબંધને હાથથી જવા નહોતો દીધો. એ લોકોને તો ક્ષેત્રબાબુ એવુંજ આશ્વાસન આપતા કે હજી શૈલેશને પ્રયાગથી પાછા ફરતાં જરા વાર લાગશે. ઉષા તરફ હજી સુધી એમનો જેવો ને તેવોજ સ્નેહ હતો અને શ્રદ્ધા પણ ઓછી નહોતી થઇ. પણ હવે ઉષા પાછી આવે એ આવશ્યકતા એમને અનિવાર્ય નથી લાગતી. હમણાં હમણાં એમને એવોજ ખ્યાલ આવે છે કે એક વસ્તુ સમજવામાં એમણે ભૂલ કરી હતી, તે એ કે ઉષા એના પતિની સાથે પ્રેમનો વ્યવહાર નહોતી રાખી શકી અને એ રાખવો સંભવિત પણ નહોતો. બચપણથીજ આચારવિચારના શાસનમાં રહેતાં ઉષાનો સ્વભાવ પણ કઠોર થઇ ગયો હતો.

એટલે આલોક કરતાં પરલોક પરજ એની વિશેષ શ્રદ્ધા હતી. એટલેજ સ્વામીને છોડીને ચાલ્યા જવું એને માટે સહજ બન્યું. ક્ષેત્રબાબુના મનમાં જે 'સ્વામી'નો ભાવ હતો તે ઉષાના આ આચરણથી ભય પામ્યો હતો અને વ્યથિત પણ થયો હતો. એમને એવું લાગતું કે ઉષા સોમેનને આટલી જલદી ચાહવા લાગી એ પણ એ કર્તવ્યની સખ્તાઇને લઇને જ. અંતરનો સાચો સ્નેહ ન હોવાને કારણેજ ઘર છોડીને જતી વખતે એને બાળકનું જરાય આકર્ષણ ન થયું.

આ લોકો કલકત્તામાં આવી રીતે દિવસો વીતાવતા હતા ત્યાં લગભગ બે મહિના પછી એક દિવસ અકસ્માત સમાચાર આવ્યા. શૈલેશે આટલી નાની ઉંમરેજ સોમેનના યજ્ઞોપવિત સંસ્કાર કરી નાંખ્યા છે અને પોતે પણ એક ભક્ત વૈષ્ણવ પાસે ગુરૂમંત્ર લઇને એનો શિષ્ય બની ગયો છે. પિતાપુત્ર બન્ને રોજ નિયમિત અને અચૂક ગંગાસ્નાન કરે છે અને જે ફળિયામાં માંસમચ્છી ખાનારા લોકો રહે છે તે તરફ થઇને શૈલેશ ફરવા પણ નથી નીકળતો.

આ સાંભળીને ઉભા છાનીમાની હસવા લાગી. વિભાએ સ્વામીને પૂછ્યું—આ મશ્કરી કોણે કરી છે? યોગેશબાબુએ?

ક્ષેત્રમોહને કહ્યું—સમાચાર તો યોગેશબાબુએ જ મોકલ્યા છે પણ આપણે અને એમને મશ્કરી કરવા જેવો સંબંધ નથી, કે આવો નકામો વિનોદ કરે.

વિભાએ કહ્યું—ભાઇના મિત્ર છે એટલે એમ માને કે આવી મશ્કરી કરવામાં વાંધો નથી. પણ મશ્કરી કરી હોય તો કેમ કરી એનું કારણ તમને ખબર પડી? ભાભીના સમાચાર તો એમણે ભાઇ પાસે સાંભળ્યા હશે અને એ પણ જાણ્યું હશે કે આટલા

બધા માણસોમાં તમેજ ભાભીના કટ્ટર આચારવિચારના ભકત હતા. એટલેજ આ કટાક્ષભરી મશ્કરી એમણે કરી છે. (હસીને) કોઇ કેસ શરૂ કરતાં પહેલાં જો તમે મારી સલાહ લો તો તમારે આટલા બધા કેસો હારવા ન પડે. ઉમા ! તું આજે જરા જલદી તૈયાર થા. સાત વાગ્યા પહેલાં નહિ પહોંચીએ તો લાવણ્ય નકામી નારાજ થશે. તારા ભાઈને એકાંતમાં સલાહ આપજે કે હવે હારીને આવે તો મને સલાહ પૂછે.

ઉમા હસીને ચાલી ગઈ. એણે એમ માની લીધું કે યોગેશબાબુએ જે મશ્કરી કરી એનું કારણ એની ભાભીએ બતાવ્યું તેજ સાચું હતું.

ત્યાર બાદ પાંચ છ દિવસ પછી ક્ષેત્રમોહને એક લાંબો પત્ર વિભાની સામે ફેંકયો અને કહ્યું—જો આ પત્ર તો યોગેશબાબુનો નથી ન ? આ તો એમના પિતાનો લખેલો છે. એ વૃદ્ધની ઉંમર પોણોસો વર્ષની હશે, હજી હું એમને એકેય વાર મળ્યો પણ નથી, માત્ર પત્રવ્યવહારનો સંબંધ છે. એ માણસ તો આવી મશ્કરી ન કરે ને ?

પત્ર લાંબો હતો અને બંગાળી ભાષામાં લખાયલો હતો. શાંતિપૂર્વક આદિથી અંત સુધી બે વખત વાંચીને વિભાએ માથું ઉંચું કર્યું અને કહ્યું—કંઈ સમજાતું નથી. મને લાગે છે કે તમારે એક વખત જઈ આવવું પડશે.

ક્ષેત્રબાબુ—પણ હમણાં એક મિનિટની તો ફુરસદ નથી.

વિભા—એમ કહેવાથી ઓછું ચાલવાનું છે. આ આપત્તિ વખતે આપણે નહિ જઇએ તો બીજું કોણ જશે ? અને મારા જવાથી આ આપત્તિ દૂર થશે એવો ભરોસો નથી.

બન્ને જણ થોડી વાર ચૂપ રહ્યાં. આખરે એક લાંબો શ્વાસ

લઇને ક્ષેત્રમોહને કહ્યું—શૈલેશમાં ઇચ્છાશકિતનો બીલકુલ અભાવ છે. એ તો ગમે તે કરે પણ એની સાથે છોકરાનું જીવન ધૂળ-ધાણી કરવા બેઠો છે. વિભા, ગમે તેમ કરીને તારે એ બાળકને બચાવી લેવો જોઇએ.

વિભા ગંભીર મુખ કરીને વિચારમગ્ન બેસી રહી. એ રડે, રૂસણું લે, બધું કરે પણ શૈલેશને કોઈ કાર્ય કરતો અટકાવવાની શકિત એનામાં નથી, તે વાત એ બરાબર સમજતી હતી.

ક્ષેત્રમોહન થોડી વાર શાંત રહીને બોલ્યા—સંદેહ તો મને પ્રથમથીજ હતો; પણ વિભા, એક વાત તો મેં નિશ્ચિત રૂપથી જાણી લીધી છે. ઉપાને તારા ભાઇએ સચ્ચાઇથી ચાહવાની શરૂઆત કરી હતી. આવો સ્નેહ મેં કોઈ દિવસ સોમેનની માતા પ્રત્યે નથી જોયો. આ કદાચ એજ પ્રેમનો પ્રત્યાઘાત હોય!

વિભાને ઓછું આવ્યું. એણે કહ્યું—એટલે ભાભીનું મન પોતાની તરફ આકર્ષવા ભાઈ આ બધા પ્રયત્નો કરે છે? જુઓ મારા ભાઈ નબળા સ્વભાવના છે પણ નીચ નથી. કોઇને પોતાની તરફ આકર્ષવા માટે આવો દંભનો સ્વાંગ રચવાની વૃત્તિ પણ એમના અંતરમાં ન ઉદ્દભવે.

વિભાને શું ખબર પડે કે આ પ્રત્યાઘાત કેવી અદ્દભુત વસ્તુ છે! ક્ષેત્રમોહને પણ આ શબ્દ માત્ર પુસ્તકમાં જ વાંચ્યો હતો, અનુભવ બિલકુલ નહોતો. એટલે એ તો ચૂપજ રહ્યા. અંધારામાં જ તર્ક કે લડાઈ જગવવાની એમની હિંમત ન ચાલી.

પ્રત્યાઘાત ગમે તે હો પણ આજીને પ્રસંગે વિભાનોજ વિજય થયો. એના સ્વામીને બધા કામ પડતાં મૂકીને અલ્લાહબાદ જવું પડયું. ત્યાંથી પાછા ફરીને ક્ષેત્રમોહને જે વિગતવાર વિસ્તૃત

વર્ણન કર્યું એ હાસ્યાસ્પદ હતું, અને અપ્રિય પણ હતું. યોગેશબાબુના ઘરની પાસેજ શૈલેશનું ઘર છે પણ શૈલેશની સાથે ક્ષેત્રબાબુની મુલાકાત ન થઇ. એ તો પોતાના ગુરૂભાઇઓની સાથે પોતાના ગુરૂદેવના ચરણકમળનાં દર્શન કરવા વૃંદાવન ચાલ્યો ગયો હતો. સોમેન મળ્યો. શાસ્ત્રોમાં વર્ણન આવે છે એવા બ્રહ્મચારી જેવો એનો વેષ છે અને શાસ્ત્રસંગત આચાર વિચાર છે. એક સ્થાનિક નિષ્ઠાવાન બ્રાહ્મણ સવારસાંજ આવીને એને બ્રહ્મવિદ્યાનું નિયમિત શિક્ષણ આપે છે. આટલી વિગત કહીને ક્ષેત્રમોહને કહ્યું—મને જોઇને એ બિચારા બાળકની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. એનો ચહેરો જોવાથી એમ લાગ્યું કે એને ખાવાપીવાનું પણ દુઃખ છે.

આ બાળક ઉપર વિભાનો સ્નેહ હતો. એ એને ચાહતી હતી પણ એ સ્નેહ અને ચાહના વધારે નહોતી. પરદેશમાં છોકરો દુઃખી થવાના સમાચાર એનાથી સહન ન થઈ શક્યા. એની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. ભર્યા અવાજે એણે કહ્યું—ત્યારે તમે સોમેનને સાથે કેમ ન લેતા આવ્યા ?

ક્ષેત્રબાબુ—લાવવાની ઇચ્છા તો થઈ પણ મને એવું લાગ્યું કે કદાચ એનું અંતિમ પરિણામ સારૂં ન આવે. ધર્મના ભૂતથી હું ખૂબ ડરૂં છું. એટલે શૈલેશ નકામો આપણા ઉપર ગુસ્સે ન થઇ બેસે.

વિભાએ આંસુ લૂછીને કહ્યું—મને એમ ખબર હોત કે મામલો આટલી હદ સુધી પહોંચી ગયો છે તો હું પોતેજ તમારી સાથે આવત.

૧૬

કાગળપત્રો લખવાના બંધ કર્યાં હતા છતાં કલકત્તાના સ્વજનો અને મિત્રોથી શૈલેશની આ અદ્‌ભુત રંગદર્શી કથા છૂપી રહી નહોતી. એટલું નહિ પણ કથા જુદા જુદા રંગોથી રંગાઈને મિત્રો આગળ પહોંચી હતી. ભવાનીપુરના લોકોને પણ આ વાતની ખબર પડી ગઇ હતી. લજ્જાની મારી વિભા કોઇને મોઢું દેખાડી શકતી નહોતી. માત્ર પોતાના પતિ આગળ દંભપૂર્વક કહેતી હતી કે—ભાઈને પાછા આવવા દો. જોઉં છું મારી આગળ એ બધું એમનું શી રીતે ચલાવે છે તે.

ક્ષેત્રમોહન સાંભળીને ચૂપ રહેતા. વિભા કહે છે એટલું બધું જ કરશે એવો એમનો વિશ્વાસ નહોતો, પરંતુ પોતાના સમાજના એકત્ર નૈતિક દબાણમાં એમને આશા હતી. નબળા સ્વભાવનો શૈલેશ કદાચ વધારે સમય પોતાના સમાજથી દૂર ન પણ રહી શકે.

આ બાજુ શૈલેશે અરજી કરીને ચાર માસની વધારે સજા મંજુર કરાવી લીધી હતી. એ પૂરી થવામાં હજી બે મહિના બાકી હતા. એટલું તો નિશ્ચિંત હતું કે એ નોકરી નહિ છોડી

શકે, ગમે તેટલું ગંગાસ્નાન કરે અને મનફાવે તેટલાં તિલકછાપાં કરે, પણ શ્રી ગુરૂદેવ અને એના ગુરૂભાઇઓનું જૂથ એને નોકરી છોડવાની ખરાબ સલાહ તો નહિ જ આપે. અને નોકરી માટે શૈલેશ પાછો આવશે ત્યારે આખરી પ્રયત્ન કરી જોવાની ક્ષેત્રબાબુની ઇચ્છા હતી.

તે દિવસે ચાહ પીતાં પીતાં ક્ષેત્રબાબુએ વિભાને કહ્યું—આ વખતે કદાચ જો ઉષાબહેન પાછાં આવશે તો એને પહેલાંની જેમ ભાઈની સાથે પિયેર જતા રહેવાનો પ્રસંગ નહિ આવે. જપતપ બન્ને સાથે અને સમભાવથી કરશે.

વિભાનું મુખ મ્લાન થઇ ગયું. એણે પૂછ્યું—ભાઇના આવવાની કંઈ ખબરઅંતર આવી ?

ક્ષેત્રબાબુ—નહિ તો.

વિભા થોડી વાર ચુપ રહીને બોલી—મેં એમ સાંભળ્યું છે કે ગામડામાં જાતજાતના વશીકરણ જાદુમંત્રો કરવામાં આવે છે. તમે આ બધું માનો છો ?

ક્ષેત્રબાબુ—ના. અને કદાચ થતાં હોય તો પણ ઉષાબહેન એવું બધું કરે એ હું નથી માનતો.

વિભા—કેમ ન કરે ?

ક્ષેત્રમોહને કહ્યું—ઉષાબહેન પર હું કંઈ પ્રસન્ન નથી; એમના ઉપર મારી પહેલાં જેટલી શ્રદ્ધા પણ નથી પણ એટલું તો વિભા, હું તને જરૂર વિશ્વાસપૂર્વક કહેવા તૈયાર છું કે આવું નીચ કામ કોઈ દિવસ એ ન કરે. એ એટલી બધી નીચ નથી.

પણ હજી વિભાને આ વાત પર પૂર્ણ વિશ્વાસ ન આવ્યો. એણે ધીરે ધીરે કહ્યું—ગમે તેમ હોય તો પણ હું તો પ્રતિજ્ઞાપૂર્વક

કહું છું કે સોમેનને તો હું ત્યાંથી લઇ જ આવવાની.

નોકરે આવીને ખબર આપી કે બંધુ એ મોટી શેતરંજી લેવા આવ્યો છે. બંધુ શૈલેશનો જૂનો નોકર હતો.

વિભાએ વિસ્મીત થઇને પૂછ્યું—શેતરંજી લઇ જઇને શું કરવાનો છે ?

આમ બોલતાં બોલતાં બન્ને પતિપત્ની ઓરડાની બહાર નીકળી આવ્યાં. બંધુએ નમસ્કાર કરીને શેતરંજી માટે વિનંતી કરી.

વિભા—શા માટે શેતરંજી જોઇએ છે ?

બંધુ—ખબર નથી, કંઇ ભજનબજન હશે.

વિભા—કોણ ભજન કરવાનું છે ?

બંધુ—સાહેબની સાથે ત્રણ ચાર માણસો આવ્યા છે.

વિભા—એટલે ભાઇ આવી ગયા ?

બંધુ—જી, હા. સાહેબ પાછા આવી ગયા.

ક્ષેત્રબાબુ—એમ ? શૈલેશબાબુ પાછા આવી ગયા ?

બંધુએ ગરદન હલાવીને હા પાડી અને કહ્યું—હા, કાલે રાતની ગાડીએ જ આવ્યા.

બંધુ શેતરંજી લઇને ચાલ્યો ગયો. ક્ષેત્રમોહન અને વિભા જયાંના ત્યાંજ ચુપચાપ ઊભાં. બીજે દિવસે ત્રીજે પહોરે ક્ષેત્રબાબુ વિભા અને ઉમાને લઇને શૈલેશને મળવા ગયા. રોજની ટેવ પ્રમાણે અભ્યાસગૃહમાં જવા જતા હતા ત્યાંજ અડચણ નડી. બારણામાં પહેલાંની જેમ પડદો નહોતો. અંદરનું દૃશ્ય બહારથી જ દેખાતું હતું. એક જ દિવસમાં ઓરડાનું રૂપ બદલાઇ ગયું હતું. માત્ર પુસ્તકોના કબાટ હતાં પણ બીજી બધી વસ્તુઓ ત્યાં નહોતી.

જમીન પર કામળી અને એની ઉપર સ્વચ્છ જાજમ બિછાવીને એ માણસો બેઠા હતા. એમના ગોળમટોળ શરીર ઉપર બધે જ 'હરી' નામની છાપ હતી. ગળામાં મોટા દાણાની તુલસીની માળાઓ હતી. એકાએક ક્ષેત્રબાબુ, વિભા અને ઉમાને સાહેબશાહી પોશાકમાં જોઇને એ લોકો ડરી ગયા. પણ એમના વિશ્રામમાં દખલ ન કરતાં ત્રણે જણુ ઉપર ગયાં. એટલામાં એક રસોઇ બનાવનાર મહારાજે કહ્યું—ઉપર ન જશો, ત્યાં તો ગોંસાઇજી મહારાજનું આસન છે.

ક્ષેત્રમોહને પૂછ્યું—ગોંસાઇજી કોણ ?

રસોઇઓ મહારાજ ચુપ રહ્યો. ઉત્તરમાં એણે માત્ર ઉપર આંગળીનો ઇશારો કર્યો. ક્ષેત્રમોહને ત્યાંજ ઊભા રહીને બૂમ પાડી—શૈલેશ, શૈલેશ ! શૈલેશ તો નહિ પણ એને બદલે અવાજ સાંભળીને સોમેન દોડી આવ્યો. એકાએક સોમેનનો વેષ અને સ્વરૂપ જોઇને વિભાએ તો રડી દીધું.

તેણે કિનાર વિનાનું સાદું સફેદ ધોતિયું પહેર્યું હતું, માથે મોટી ચોટલી હતી અને ગળામાં તુળસીની માળા હતી. એણે દૂરથી જ આ લોકોને પ્રણામ કર્યા, પાસે ન આવ્યો.

ઉમા એને અડકવા જતી હતી પણ ક્ષેત્રબાબુએ ઇશારાથી રોકીને કહ્યું—રહેવા દે ઉમા, આ મેળામાં એને અડકવાની જરૂર નથી. બિચારાને કદાચ આ ઠંડીમાં ફરીથી નહાવું પડશે. સોમેન, તારા બાપુ ક્યાં છે ?

સોમેન—પ્રભુપાદ શ્રી ગોસ્વામી ગુરૂદેવ પાસે શ્રીમદ્‌ભાગવત વાંચે છે.

ક્ષેત્રમોહને કહ્યું—અમે ક્યારના આવ્યા છીએ. તારા બાપુને

અમારા આવવાની ખબર તો આપી આવ.

સોમેન—ખબર તો મળી છે, આવે છે.

થોડી વારમાં પાવડીઓ પહેરીને શૈલેશ નીચે ઉતર્યો. એણે પણ સફેદ વસ્ત્રો પહેર્યાં હતાં અને માથે ચોટલી ધારણ કરી હતી. તુલસીની માળા પણ હતી. આ વિના એના ચહેરામાં બીજું વિશેષ પરિવર્તન નહોતું દેખાતું. પણ અંતરથી એમાં કંઇક પરિવર્તન થયું હશે એ તો જોવાથી પણ માલમ પડતું હતું. અત્યંત વિનયી ભાવે કોમળ સ્વરે તે વાતચીત કરતો હતો. ઉમા અને વિભાએ પ્રણામ કર્યાં. એણે દૂર ઊભા રહીને જ આશીષ આપી. અડકવાની બીકે પાસે ન આવ્યો.

ક્ષેત્રમોહને કહ્યું—તમારા ઘરમાં બેસવા માટે જગ્યા તો મળશે કે નહિ ?

શૈલેશે લજ્જિત ભાવે કહ્યું—બહારની બેઠક ગંદી થઈ ગઈ છે, એને સાફ કરવી પડશે.

ક્ષેત્રમોહને કહ્યું—અમે અત્યારે તો જઇએ છીએ. અમારી કદાચ બહુ જરૂર પણ નહિ હોય. હા, પણ જ્યારે અમારે માટે બેસવાની થોડી જગ્યા મળે ત્યારે જરૂર બોલાવજો. ચાલો, ઉમા !

મોટરમાં આખે રસ્તે વિભાએ કોઇની સાથે વાતચીત ન કરી. માત્ર એની આંખોમાંથી છાનાંમાનાં આંસુઓ વહેતાં હતાં. આ લોકો એક વાત તો ચોક્કસ સમજી ગયા કે એ ઘરમાં હવે એમને માટે સ્થાન નહોતું. વિભાએ સ્વામી આગળ પ્રતિજ્ઞા કરી હતી કે ગમે તે થાય તો પણ સોમેનને તો પોતે ભાઈ પાસેથી છીનવી લેશે. સ્નેહની આ દંભભરી ઉક્તિ બન્નેને વારંવાર યાદ

આવી, પરંતુ કરૂણુ લજ્જાના માર્યાં બન્ને એનો આભાસ પણ ન બનાવી શકયા.

ત્યાર બાદ મહિના કરતાં વધારે સમય વીતી ગયો. આ આ દરમ્યાન શૈલેશના આ અદ્દ્ભુત આચરણુની ચર્ચાએ સ્વજનો અને ઇષ્ટમિત્રોમાં એવી સનસનાટી પેદા કરી દીધી કે લોકો સત્ય અથવા વાસ્તવિક તથ્યની પરવા કર્યાં વિના બીજી ગપ ચલાવતા હતા. કાંટાનું કંટેસર કરીને લોકો એક જાતનો આનંદ લેતા હતા. જુદે જુદે મુખેથી વિવિધ રંગ ધારણ કરીને આ વાતે એવું ખરાબ રૂપ પકડયું કે વિભાને તો બહાર નીકળવું અને સમાજમાં મોઢું બતાવવું પણ મુસ્કેલ થઇ પડયું. અને આનો ઉપાય પણ કોઇને સૂઝતો નહોતો.

ક્ષેત્રમોહન જાણુતા હતા કે અનેક ઉત્તેજનાઓ સમય જતાં શમી જાય છે. ધીરજ ધરીને ગુપચુપ જોયા કરવું એ જ એક માત્ર એનો ઉપાય છે. પણુ આ સ્વર્ગ મેળવવાનો ધંધો જ એવો છે કે જે એક વાર શરૂ થયો કે પછી એને શમતાં વાર લાગે છે. અનિશ્ચિત ફળ અથવા લાભની આશા જ માણુસને પાગલ બનાવીને એને આગળ ને આગળ લઈ જાય છે. આના કરતાં વધારે વાંક તો ઉષાની અસરનો સૌને લાગ્યો. એ જ મિત્ર અથવા શત્રુ બનીને આ સર્વનાશનું મૂળ કારણુ બની છે. કોઈ રીતેય જો એને ખબર પડી અને એ આવી પહોંચી તો પછી સત્યાનાશ જ વળી જવાનું. આજકાલ ઉષાનું નામ લેતાં એકલી વિભા જ નહિ પણુ ઉમા અને ક્ષેત્રમોહન પણુ બળીને ખાખ થઈ જતાં. એને બોલાવી જ ન હોત તો આ મુસ્કેલી ઊભી થવાની સંભાવના જ નહોતી.

આજે રવિવારે સ્વામી અને સ્ત્રી બન્ને આ જ ચર્ચા કરતાં

હતાં. તે દિવસે અપમાનિત થઈને પાછા ફર્યા પછી શૈલેશને ત્યાં કોઈ ગયું જ નહોતું. પણ એ ઘરની રજેરજ વાતો એમને મળતી હતી. ગુરૂભાઈઓનું જૂથ હજુ સુધી ત્યાંથી ખસવાનું નામજ લેતું નહોતું. અને શ્રી ગુરૂદેવ અને એમના વહુજી મહારાજ હજી ત્યાં જ બિરાજમાન હતાં. સવારસાંજ અચૂક હરિકિર્તન થતું હતું. ભોગપ્રસાદની વ્યવસ્થા પણ દિનપરદિન વધતી જતી હતી. આ ઉપરાંત એક ખાસ સમાચાર પણ આવ્યા હતા. તે એ કે શ્રીધામ નવદ્રીપ (નદીઆ)માં જગ્યા ખરીદીને ગુરૂદેવ માટે એક ખાસ આશ્રમ બાંધવાનો શૈલેશે નિર્ણય કર્યો હતો, અને પૂણ્ય-કાર્યને માટે રૂપિયા કોઈને ત્યાંથી કરજે લેવા દોડધામ થઈ રહી છે.

વિષાદભરી વિભાએ કહ્યું—આ ખબર જો સાચી જ હોય તો તમે એક વખત ભાઈને સમજાવવાનો પ્રયત્ન નહિ કરો ? બાળકનું આપણા દેખતાં આમ ને આમ સત્યાનાશ જશે ?

ક્ષેત્રમોહને લાંબો શ્વાસ લઈને કહ્યું—તું જ કહે ને ! હું આમાં શું કરી શકું ?

વિભા ચુપ રહી. એને શું ખબર કે શું કરી શકાય ?

ક્ષેત્રમોહન એકાએક બોલી ઊઠ્યા—તે દિવસ પછી આપણે એક દિવસ ત્યાં ગયા પણ નહિ. આજે જરા જઈ આવીશું ?

વિભાનું અંતર આજે સાચે જ રડતું હતું. એટલે જરાય માનઅભિમાનની દરકાર કર્યા વિના સરળતાથી તે તૈયાર થઈ ગઈ.

આજે બન્નેએ ઉમાને સાથે ન લીધી. આ છોકરી આગળ વધારે નીચા પડવાનું તેમને ઘટિત ન લાગ્યું. શૈલેશના ઘર આગળ મોટર આવી ત્યારે દસ વાગ્યા હતા. આજ બહારનું

ભેઠકખાનું ઉઘાડું હતું. બન્ને ગુરૂભાઇઓની જોડી એક પોટકું કસીને બાંધવામાં મશગૂલ હતી.

ક્ષેત્રમોહને પૂછ્યું—શૈલેશબાબુ છે ?

બન્ને શિષ્યોએ માથું ઉંચું કરીને જોયું. થોડી વાર ચુપ રહીને અને કંઇક વિચાર કરીને ઉત્તર આપ્યો—નથી. પરમ દિવસના નવદ્વીપ ગયા છે.

" ક્યારે પાછા આવશે ?"

" કાલે અથવા પરમ દિવસે."

" સોમેન ઘરમાં છે કે નહિ ?"

બન્નેએ માથું હલાવીને સૂચિત કર્યું—છે; અને તરત પોતાના કાર્યમાં પરોવાઈ ગયા.

અંદર જતાં અભ્યાસગૃહમાં જોયું તો પહેલાંની જેમ બારણામાં પડદો નંખાઈ ગયો હતો. પડદો હઠાવીને જોયું તો પહેલા જેવી જ વ્યવસ્થા ફરીથી ગોઠવાઈ ગઈ હતી.

વિભાએ કહ્યું—પેલા બન્ને માણસોને ખસેડીને ભાઇએ જૂની વ્યવસ્થા પાછી સજીવન કરી ખરી. મને તો આશા નહોતી કે ભાઇને આટલી સુબુદ્ધિ પાછી સઝશે.

વાત પૂરી પણ ન થઈ ત્યાં પગરવ સાંભળીને બન્નેએ પાછળ જોયું તો આશ્ચર્ય દેખાયું કે સોમેન રબ્બરના દડાથી રમતો રમતો આવતો હતો. પેલી તુળસીની માળા ક્યાં ગઇ, પેલી ચોટલી અને બ્રહ્મચારીનો વેશ પણ કોણ જાણે ક્યાં ઉડી ગયો ! શરીર પર પહેરણ પણ નહોતું માત્ર ગુંથેલી કિનારનું ધોતિયું જ પહેર્યું હતું. વાળ બંગાળી છોકરાઓની જેમ છેલ્લી ફેશનના રાખેલા હતા. પગમાં ચમકતા પંપશુઝ હતા.

દોડતાં દોડતાં આવીને વિભાને વળગી પડતાં સોમેને કહ્યું—ફઈબા, બા આવી ગયાં. ચાલો બતાવું. રસોડામાં ચાલો.

રસોડા તરફ આવવાનો આગ્રહ બતાવવા સોમેને વિભાને એ તરફ ખેંચવા માંડી. આ નવી ખબર સાંભળીને વિભા સમસમી ગઈ. ક્ષેત્રમોહને પૂછ્યું—સોમેન, તારી બા આવી ગયાં ?

સોમેને કહ્યું—કાલ બપોરના આવ્યાં છે. ચાલો ફુવા, બાની પાસે ચાલો.

ત્રણે જણ રસોડામાં પહોંચે તે પહેલાં પગરવ સાંભળીને ઉષા હાથ ધોઈને બહાર આવી. વિભાએ જોડા ઉતારીને પહેલી જ વાર પ્રણામ કર્યા. અને પહેલાં એજ બોલી—ભાભી જોયું નાટક ?

ઉષાએ હાથ પકડીને ચૂમી લેતાં હસતાં હસતાં કહ્યું—જોયું ને બહેન ! સોમેનનો દેખાવ જોઈને તો હું રડવા જેવી થઈ ગઈ. તરત જ માળાબાળા તોડીને ફેંકી દીધી, હજામને બોલાવીને વાળ કપાવ્યા, નવું ધોતિયું અને પહેરણ ખરીદ્યાં. ત્યારે કંઈ છોકરાનું રૂપ બદલાયું. તમે બધા આનંદમાં તો છોને, બહેન ?

હવે ઉષાએ વક્રકટાક્ષથી ક્ષેત્રમોહન ભણી જોયું.

ક્ષેત્રમોહન બોલ્યા—આનંદ સમાચાર કહેવાની કંઈ ઉતાવળ નથી, ઉષાબહેન ! ધીરે ધીરે તમને એ ઇતિહાસ જરૂર સંભળાવવાનો છું. હમણાં તો સૌથી પહેલાં ઉપર આવીને કંઈ ખાવાનું આપો. હા, પણ શૈલેશના પેલા ગુરૂભાઈઓને તો જોયા પણ એના શ્રી પ્રભુપાદ ગુરૂદેવ અને ગુરૂપત્ની કેમ દેખાતાં નથી ? ઉપર તો નથી ને ?

ઉષા હસી પડી. હસતી હસતી બોલી—ડરશો નહિ, એ પણ નવદ્વીપ-ધામ પહોંચી ગયા છે.

ક્ષેત્રબાબુ—હવે ત્યાંથી પાછા તો નહિ પધારે ને?

ઉષાએ ફરીથી મર્મમાં હસે એવું હસીને કહ્યું—ના.

ક્ષેત્રમોહને વિસ્મયથી કહ્યું—ઉષાબહેન, મને સ્વપ્નેય આશા નહોતી કે તમને આવી સુબુદ્ધિ સૂઝશે. આ બ્રહ્મચારીની તુળસીની માળા તોડી નાંખી, એની ચોટલી કઢાવી નાંખી, એ બધું તમે શું કર્યું? કહો તો ખરાં!

ઉષાએ હસીને ક્ષેત્રમોહનની મશ્કરીનો પ્રત્યુત્તર વાળતાં કહ્યું—હમણાં શું ઉતાવળ છે! ધીરે ધીરે હું ય તમને આખો ઇતિહાસ સંભળાવવાની છું. હમણાં તો ઉપર ચાલો, પહેલાં તમને કંઈ ખાવાનું આપું!

૧

રામુની મા પોતે અડધે પેટે ખાતી, બીજાં દુઃખ ભોગવતી, પણ ગમે તેમ કરીને તેને ચૌદ વર્ષનો કરીને એ બિચારી આ દુનિયામાંથી ચાલી ગઈ. હવે રામુને માટે ગામમાં ઊભા રહેવાની જગ્યા નહોતી. એની ઓરમાન મોટી બહેન કાદમ્બિનીને ઘેર ખાવાપીવાની ખોટ નહોતી. એટલે સૌએ સલાહ આપી કે: 'જા રામુ, તારી બહેનને ઘેર જઇને રહે. એ મોટા માણસને ઘેર પરણી છે; એને ત્યાં તું સુખી થઇશ.'

માતાના દુઃખે રડી રડીને રામુને તાવ આવ્યો. અંતે આરામ થયો એટલે ગમે તેમ ભીખ માગીને એણે માનું તેરમું પતાવ્યું. ત્યાર પછી બોડકા માથા પર એક નાનીશી પોટલી મૂકીને એ પોતાની બહેનને ઘેર આવ્યો. બહેન એને ઓળખતી નહોતી. ઓળખાણ પડી અને આવવાનું કારણ સાંભળ્યું એટલે ગુસ્સાનો પાર ન રહ્યો. એણે પોતાના નિયમપૂર્વક પોતાનાં બાળકો સાથે ઘર જમાવ્યું હતું, તેમાં એને એકાએક આ ઉત્પાત લાગ્યો.

ફળિયાનો જે બુઢ્ઢો રામુને રસ્તો દેખાડીને પોતાની સાથે તેડી લાવ્યો હતો, તેને કાદમ્બિનીએ બે ચાર સંભળાવતાં કહ્યું: 'ઠીક થયું, મોટા મહેમાનને લાવ્યા તે.' અને પોતાની સ્વર્ગસ્થ ઓરમાન માને ઉદ્દેશીને કહ્યું: 'કમજાતે જીવતાં તો કોઈ દિવસ ખબર ન પૂછી અને મર્યા પછી પોતાની કરણીનાં ફળ જેવો આ દીકરો મોકલ્યો. જાવ, ભાઈ, તમે તમારે, આ પરાયા છોકરાને પાછો લઈ જાવ. હું આ જંજાળમાં નથી પડવાની.'

પેલો બુઢ્ઢો જાતનો હજામ હતો. એ રામુની માને સારી રીતે ઓળખતો હતો. અને માજી કહીને એના તરફ મમતા બતાવતો. એનાથી આ કડવી વાતો ન સંભળાઈ એટલે નમ્ર સ્વરે બોલ્યો: 'બહેન, તમારે ત્યાં લક્ષ્મીનો ભંડાર છે, કેટલાય નોકરચાકર છે. કેટલાય અતિથિ અભ્યાગત, ફકીર અને કૂતરાં-બિલાડાં આ ઘરમાં પોષાયાં છે. આ છોકરો મુઠ્ઠીભર ધાન ખાઈને બહાર પડી રહેશે ને તમને ખબરે નહિ પડે. બિચારો સીધો અને શાંત છોકરો છે. ભાઈ સમજીને નહિ તો કોઈ દુઃખી અનાથનો બાળક સમજીને પણ એને તમારા ઘરના એક ખૂણામાં પડી રહેવા દો.'

આવી ખુશામત સાંભળીને તો પોલીસના હવાલદારનું ય હૃદય પીગળી જાય; અને કાદમ્બિની તો એક સામાન્ય સ્ત્રી હતી. એ વખતે તો એ ચુપ થઈ ગઈ. વૃદ્ધે રામુને એક તરફ લઈને છાનામાના ઉપદેશના બે ચાર બોલ કહ્યા અને પછી આંસુ લૂછતો તે પોતાને રસ્તે પડ્યો.

રામુને આશ્રય મળી ગયો.

કાદમ્બિનીના પતિ નવીન મુકરજીનો ચોખાની આડતનો વેપાર હતો. એમણે બપોરે ઘેર આવીને તિરછી નજરે રામુને

જોઇને પૂછ્યું: 'આ કોણ છે ?' કાદમ્બિનીએ મોઢું ચઢાવીને ઉત્તર વાળ્યો: 'તમારો સાળો ઘેર મહેમાન પધાર્યો છે. નવડાવો, ખવડાવો, પીવડાવો, પહેરાવો, ઓઢાડો અને પાળીપોષીને માણસ બનાવો એટલે પરલોક સુધરી જશે.'

નવીનબાબુએ પોતાની ઓરમાન સાસુના મૃત્યુસમાચાર સાંભળ્યા હતા, એટલે મામલો સમજી ગયા, અને બોલ્યા: 'એમ, છોકરાનું શરીર તો ઠીક ગોળમટોળ છે.'

પત્નીએ કહ્યું—કેમ ન હોય ? મારા પિતા જે કંઈ થોડું ઘણું મૂકી ગયા હતા તે એ સ્ત્રીએ બધું આના પેટમાં ઠાંસી ઠાંસીને ભરી દીધું છે. મારે ભાગે એક ફુટી બદામ પણ આવવા દીધી નથી.

કહેવાની જરૂર નથી કે માલમિલ્કતમાં માત્ર એક તૂટેલી ઝૂંપડી અને એક લિંબુનું ઝાડ હતાં. ઝૂંપડીમાં બિચારી વિધવા રહેતી હતી અને ફસલના લિંબુ વેચીને મહામુસીબતે ગુજરાન ચલાવતી. નવીને ક્રોધ દબાવીને કહ્યું: 'ઠીક છે.'

કાદમ્બિનીએ કહ્યું—ઠીક હોય કે ન હોય પણ સાળો તો ઠર્યો. એટલે એને રાખ્યા વિના કંઇ છૂટકો છે. એને કારણે મારા પાંચુગોપાળ ( પુત્ર ) ને એક વખત સાંજે ખાવાનું મળે તો ય ઘણું છે, એને નહિ રાખીએ તો દુનિયામાં બદનામી થશે.

હવે કાદમ્બિનીએ પાસેનાં ઘરના બીજા માળની એક ઉઘડેલી બારી તરફ જોઇને પોતાની બળતરા કાઢવા માંડી. એ ઘરમાં કાદમ્બિનીની વચલી દેરાણી હેમાંગિની રહેતી હતી. રામુ ઓટલાને એક કિનારે માથું નીચું કરીને શરમનો માર્યો મરી જતો હતો. કાદમ્બિનીએ કોઠારની ઓરડીમાં જઇને નારીએળની કાચલીમાં થોડું તેલ લાવીને રામુની આગળ મૂક્યું અને કહ્યું—

આ મફતનું રડવું રહેવા દો; જાવ, તળાવમાં નાહી આવો. સુવાસિત તેલફુલેલ લગાવવાની ટેવ તો નથીને બાબુસાહેબ ને? પછી સ્વામીને ઉદ્દેશીને કહ્યું—તમે નહાવા જાવ ત્યારે આ બાબુસાહેબને પણ સાથે લઈ જજો; નહિ તો કંઇ એકલો જઇને ડૂબીને મરી જશે તો આખું ઘર એની પાછળ બેડીઓ પહેરશે.

રામુ ભોજન કરવા બેઠો હતો. એનો ખોરાક આમ પણ એની ઉંમર જોતાં કંઇક વધારે હતો, તેમાં ય કાલે ત્રીજા પહોરથી એણે કશું જ ખાધુંપીધું નહોતું; આજે આટલે દૂર પગે ચાલીને આવ્યો હતો. એટલે થાળીમાં પીરસેલું અનાજ પૂરૂં કરવા છતાં એની ભૂખ શમી નહોતી. હજી સંપૂર્ણ રીતે એનું પેટ ભરાયું નહોતું. નવીનબાબુ ત્યાં જ જરા દૂર બેસીને જમતા હતા. રામુ તરફ જોઇને બોલ્યા—આને થોડા ભાત પીરસી જજો. "લાવું છું." કહીને કાદમ્બિની ઊઠી અને થાળી ભરીને ભાત રામુની થાળીમાં ઠાલવી દીધો. પછી જોરથી હસીને કહ્યું—હવે તો થયું ને! આ હાથીનો ખોરાક રોજ પૂરો પાડતાં તો અમારી આડત પણ વેચાઈ જશે. જુઓ! આ વખતે દુકાનેથી પેલા જાડા ચોખાની એક ગુણ મોકલાવી દેજો. નહિ તો હા, આ ઝીણા ચોખા ખવડાવીને તો જલદી દેવાળુ કાઢવું પડશે.

મર્મને વિંધી નાખતી આ ઘોર લજ્જાને મારે રામુનું માથું વધારે પડી ગયું. એ પોતાની માતાનો એકનો એક દીકરો હતો. દુઃખી માતાએ મહેનતમજૂરી કરીને દીકરાને ઝીણા સુગંધી ચોખા ખવડાવીને ઉછેર્યો હતો કે ઘઉંની રોટલી ખવડાવીને એની ખબર નથી, પણ એટલી તો ખબર છે કે એને કોઈ દિવસ પેટ ભરીને ખાવાના અપરાધ માટે શરમના

માર્યાં માથું નમાવવું પડયું નહોતું. એને યાદ આવ્યું કે ભૂખ કરતાં વધારે ખાવા છતાં એની માનો જીવ ધરાતો નહોતો. એ તો રોજ રામુ ઓછું ખાય છે એવી ફરીઆદ કર્યા જ કરતી. રામુને એ દિવસનું સ્મરણ થયું કે જ્યારે એણે બે કોળિયા વધારે ખાઇને માતા પાસે પતંગ લાવવા બે પૈસા લીધા હતા.

રામુની આંખમાંથી મોટાં મોટાં આંસુ થાળીમાં પડયાં. બિચારો એ જ ભાત ગમે તેમ કરીને ગળાની નીચે ઉતારવા લાગ્યો. ડાબા હાથથી આંસુ લૂછવાની પણ એની હિંમત ન ચાલી. એને ભય લાગતો હતો કે રખેને બહેનની દૃષ્ટિ પડી જાય. થોડી વાર પહેલાં જ એ જૂઠું રડવા માટે બહેનના બોલ સાંભળી ચૂકયો હતો. એ સ્થાનતે એ આવેલા મોટા માતાના મૃત્યુના શોકનું પણ ગળું દબાવી રાખ્યું હતું.

# ૨

આ પદાદાનું ઘર બન્ને ભાઇઓએ બે ભાગમાં પરસ્પર વહેંચી લીધું હતું. પાસેનું બે માળનું મકાન વચલા ભાઈ વિપીનને મળ્યું હતું. નાના ભાઇને મર્યે ઘણા દિવસ થયા હતા. વિપીન પણ ચોખાનો ધંધો કરે છે. એની અવસ્થા પણ ઠીક છે, પરંતુ મોટાભાઇ નવીન જેટલો પૈસો એની પાસે નથી. વિપીનની પત્ની હેમાંગિની શહેરની છોકરી છે. દાસદાસી રાખવાં, મિત્રોને જમાડવા, શોખથી રહેવું એ બધું એને પસંદ છે. પૈસો બચાવીને ગરીબ બનીને રહેવાની હેમાંગિનીને ટેવ ન હોવાથી ચાર વર્ષ પહેલાં જ બન્ને દેરાણીજેઠાણી ઝઘડો કરીને જુદાં થઈ ગયાં હતાં. ત્યાર પછી ખુલ્લી લડાઇ અને બોલાચાલી અનેક વખત થયાં હતાં. હવે બન્નેમાં કંઇક મેળ જામ્યો છે, પણ મનનો ડાઘ હજી જેમનો તેમ છે. એનું કારણ એકલી કાદમ્બિનીના હાથમાં હતું. એ જ ખેંચતાણમાં તૂટી ગએલા બંધુભાવના સુમને ફરીથી સંધાવા દેતી નહોતી. એને ખબર હતી કે ભાગ વહેંચી લેનાર ભાઇ પ્રાણથી પણ વ્હાલો હોય, પણ જુદા થયા પછી એની સાથે એ જ ભાઇચારો રાખી શકાતો

નથી, જુદા રાખેલા ચૂલા પાછા એક થઈ શકતા જ નથી. પરંતુ સામે હેમાનું જરા કાચી હતી. જેઠાણીની જેમ માત્ર મતલબના રસ્તા જ એને સૂઝતા નહોતા. દિલની એ સાફ હતી. પેટમાં પાપ રાખતી નહોતી. પહેલાં ક્રોધના આવેશમાં ઝઘડો કરતી પણ પાછળથી એને મીટાવવા, બોલવા અને ખવડાવવાપીવડાવવા પણ એ જ પ્રયત્ન કરતી. અંતે હાથ જોડીને, રોઈધોઈને, પગે પડીને પોતાનો કસુર કબૂલ કરીને જબરદસ્તીથી જેઠાણીના પગ ચૂમીને પોતાને ઘેર તાણી લાવતી, અને આમ ગળે પડીને પાછો મેળ કરતી. આવી રીતે બન્ને વહુઓના દિવસો જતા હતા.

આજે લગભગ સાડા ત્રણ વાગે હેમા જેઠાણીને ઘેર આવી. કૂવાની પાસે સીમેન્ટના પાકા ચબૂતરા પર તાપમાં રામુ કપડાં ધોતો હતો. એની પાસે કપડાંનો ઢગલો પડયો હતો. કાદમ્બિની દૂર ઊભી રહી ઓછા સાબુ વડે સ્વચ્છ કપડાં ધોવાની યુક્તિ એને બતાવતી હતી. હેમાને જોતાં જ એ બોલી ઊઠીઃ "બાપરે, બાપ, આ છોકરો શું મેલાંઘેલાં ચીંથરાં લઈને આવ્યો હતો ?"

વાત સાચી હતી. રામુના જેવું પહોળું લાલ કોરનું જનાની ધોતિયું પહેરીને અને ફાટલી ચાદર ઓઢીને ભૂખ પણ પોતાના સગાવ્હાલાને ઘેર ન જાય. એના કપડાંને સ્વચ્છ કરવાની જરૂર હતી; પણ આનો પુત્ર પાંચુગોપાળ અને એના પિતાના મેલાં કપડાં ઉપર રામાનું બધું જોર અજમાવાનું હતું. આ વખતે રામુ એ જ કપડાં ધોતો હતો. હેમા જોતાંની સાથેજ સમજી ગઈ કે આ કપડાં કોનાં છે. પરંતુ એ વિષયમાં જરાય ન બોલતાં એણે પૂછ્યું—બહેન, આ છોકરો કોણ છે ?

પોતાના ઘરમાં બેઠા બેઠા હેમાએ બધી વાત જાણી લીધી હતી. જેઠાણીને જવાબ આપવાં અચકાતી જોઈને કહ્યું—છોકરો

તો ઠીક છે. એનો ચહેરો તમારી સાથે મળતો આવે છે, બહેન ! શું તમારા પિયેરનો કોઈ સગો છે ?

કાદમ્બિનીએ બીજવાઈને મોઢું બગાડીને ઉત્તર આપ્યો—હા, મારો ઓરમાન ભાઈ છે. અરે ઓ રામલા ! હેમાકાકીને જરા પગે તો લાગ. કેવો ગમાર છોકરો છે. બાપ ! તારી માએ મરતાં પહેલાં એટલું પણ ન શીખવાડ્યું કે વડીલોની ચરણરજ માથે લેવી જોઈએ ?

રામુ ગભરાઈને ઊઠ્યો અને આવીને જ્યાં કાદમ્બિનીને પગે લાગવા જાય છે ત્યાં જ તે ચીઢાઈને જોરથી બોલી ઊઠી—ઓ ઢોર ! તું આંધળોબહેરો તો નથી ને ! મેં તને કોને પગે લાગવાનું કહ્યું અને તું કોને પગે લાગે છે ?

આવ્યો ત્યારથી જ વારંવાર હડધૂત થવાથી અને અપમાનના ભાલા ખાવાથી એ છોકરાનું મગજ ઠેકાણે નહોતું રહેતું. બહેનનો સરપાવ સાંભળીને ગભરાયેલા રામુની બુદ્ધિ બહેર મારી ગઈ. બિચારો હેમાને પગે લાગવા જતો હતો ત્યાં વચમાંથી એના હાથ પકડીને આશીર્વાદ આપતાં એણે કહ્યું—રહેવા દે ભાઈ, જીવતો રહેજે !

રામુ મૂઢની જેમ હેમાના મુખ ભણી જોઈ રહ્યો. અહીંની વાડીમાં આવી મીઠી વાત કોઈના મુખમાંથી નીકળી શકે છે એ માનવા તેનું મન ના પાડતું હતું.

એની કુંઠિત, ભયભીત અને અસહાય અવસ્થાને વ્યક્ત કરતા મુખને જોતાંજ હેમાનું હૃદય રડી ઊઠ્યું. વધારે સહન ન થયું. એટલે એ અભાગી બાળકને છાતીસરસો ચાંપીને એના આંસુને પોતાના પાલવથી લૂછીને કહ્યું—આ છોકરા પાસે આજ

કપડાં ધોવડાવવાં ઠીક નથી, બ્હેન ! કોઈ નોકરને આ કામ કેમ ન સોંપ્યું ?

કાદમ્બિનીને એટલું આશ્ચર્ય થયું કે સનસનાટીમાં એ કંઈ પ્રત્યુત્તર આપી ન શકી. પણ પળ વારમાં જ પોતાની જાતને સંભાળીને અને જરા ચીઢાઈને બોલી—હું તો તમારી જેમ શ્રીમંત છું નહિ, હેમાવહુ, કે મારે ઘેર પંચ દસ નોકર-ચાકર પડયાપાથર્યા રહે. મારા બાળબચ્ચાંવાળા ઘરમાં તો............

વાત પૂરી થાય તે પહેલાં જ હેમાએ પોતાની પુત્રીને હાંક મારીને કહ્યું–ઉમા, શિવાને અહીં મોકલી દે તો, બેટા. આ કપડાં જરા તળાવે જઇને ધોઇ લાવે અને સૂકવી દે. પછી જેઠાણી તરફ ફરીને બોલી–રામુ અને પાંચુગોપાલ બન્ને આજે સાંજે મારે ત્યાં જમશે. પાંચુ સ્કૂલમાંથી આવે એટલે તરત મોકલી દેજો. હું આને લઇ જાઉં છું. [રામુને] જેમ આ તારી બહેન છે તેમ હું પણ તારી બહેનજ છું, હો ભાઇ ! ચાલો મારી સાથે.

રામુનો એક હાથ પકડીને હેમા પોતાને ઘેર ચાલી ગઇ.

કાદમ્બિનીએ રોકટોક ન કરી. એટલું જ નહિ પણ હેમાનું આટલું મોટું મ્હેણું પણ ગળી ગઈ. કારણ કે જેણે મ્હેણું માર્યું તેણે એક વખતનું ખાવાનું પણ બચાવી દીધું. કાદમ્બિનીને માટે પૈસાથી મોટી કોઇ વસ્તુ દુનિયામાં નહોતી. એટલે જ "દૂધ દેનારી ગાયની બે લાતો ખાઈ લેવી" એ એનો સ્વભાવ હતો.

૩

સામી સાંજે કાદમ્બિનીએ પૂછ્યું-શું ખાધું, અલ્યા રામુડા ?

રામુએ શરમથી માથું ઝુકાવીને કહ્યું-પૂરી.

કાદમ્બિની—અને બીજું શું શું હતું ?

રામુએ એ જ રીતે જવાબ આપ્યો-સંદેશ, રસગુલ્લાં, ફુલેવરનું શાક........

કાદમ્બિની વચમાં જ બોલી ઊઠી-શાક પહેલાં કોને પીરસ્યું હતું ?

એકાએક આ પ્રશ્નથી રામુનો ચહેરો પીળો પડી ગયો. ઉગામેલી તલવાર આગળ જકડાયેલા પશુના હૃદયમાં જેવું થાય એવા જ ભયથી રામુનું હૃદય કંપી ઊઠ્યું.

ઉત્તર દેતાં વાર થઈ એટલે કાદમ્બિની પોતે જ બોલી-તારી થાળીમાં પીરસ્યું હતું કેમ ?

મોટા અપરાધીની જેમ રામુએ માથું પાડી દીધું.

થોડે દૂર નવીનબાબુ હુક્કો પીતા હતા. કાદમ્બિનીએ એમને સંબોધીને કહ્યું-સાંભળ્યું કે ?

સંક્ષેપમાં "હું..." કહીને એમણે પાછો હુક્કો ગડગડાવવા માંડયો.

કાદમ્બિની ગુસ્સે થઇને કહેવા લાગી–આ સગી કાકીનું વર્તન તો જુઓ! મારા પાંચુને ફુલેવરનું શાક કેટલું ભાવે છે એ કંઇ હેમાવહુ નથી જાણતી? પછી તે શું જોઇને પાંચુને ન પીરસીને આ વરરાજા ઉપર ફૂલ વરસાવ્યાં? હેં, અલ્યા રામા! પૂરી અને અને રસગુલ્લાં પેટ ભરીને ઝાપટયાં ને! તેં તો તારા સાત જન્મારામાં આવી વસ્તુ જોઇ પણ નહિ હોય. (પતિ ભણી જોઇને) જેઓ બે મુઠ્ઠી ભાત ખાઇને જીવી જાણે છે તેમના પેટમાં પૂરી અને રસગુલ્લા ઠાંસવાથી શું ફાયદો? પણ જુઓ, હું તમને સાચું કહું છું, રામાને હેમાવહુ ફટકાવી ન દે તો મને ફટ કહેજો.

નવીનબાબુ ચૂપ રહ્યા, કેમકે પોતાની સ્ત્રીની હયાતીમાં હેમાવહુ રામુને ફટકાવી દે એ દુર્ઘટનાનું બનવું એમને પોતાની કલ્પનાની બહાર લાગ્યું. પરંતુ એમની સ્ત્રીને પોતાની જાત ઉપર વિશ્વાસ નહોતો. પણ એ તો સોળેસોળ આના એમ માનતી કે પોતે સીધી, સાદી અને ભોળી હોવાને કારણે ગમે તે માણસ એને ઠગી શકે છે. એટલા માટે નાના ભાઈ રામુની માનસિક ઉન્નતિ—અવનતિ ભણી એ દિવસથી એણે કાતિલ દૃષ્ટિએ જોવા માંડયું.

બીજે જ દિવસથી એમાંથી એક નોકરને રૂખસદ આપી. રામુ એને બદલે નવીનબાબુની દુકાને કામ કરવા લાગ્યો. ત્યાં એ ચોખાનો તોલ કરે છે, ચાર પાંચ ગાઉ દૂરથી ચોખાના નમૂનાઓ લાવે છે અને બપોરે જ્યારે નવીનબાબુ ઘેર જમવા આવે છે ત્યારે દુકાન સંભાળે છે. બે દિવસ પછીની વાત છે.

નવીનભાઈ જમીને પાછા દુકાને આવ્યા ત્યાર પછી રામુ જમવા જમવા ગયો. એ વખતે ત્રણ વાગી ગયા હતા. રામો તળાવેથી સ્નાન કરીને આવ્યો અને જોયું તો બહેન સૂતી હતી. એ વખતે એટલી બધી ભૂખ લાગી હતી કે એ વાઘના મોઢામાં હાથ નાંખીને ખાવાનું લઈ આવે. પરંતુ બહેનને જગાડવાનું સાહસ એ ન કરી શક્યો.

રસોડાની બહાર ચબૂતરા ઉપર ગુપચુપ એક કિનારે બહેનની ઊંઘ પૂરી થવાની વાટ જોઈને બિચારો બેઠો હતો, ત્યાં એકાએક "રામુ" નો સહાનુભૂતિભર્યો અવાજ એને કાને પડ્યો. આ અવાજનાં મીઠાશ અને સ્નેહ એને આ ભૂખથી પીડાતી અવસ્થામાં પણ સુખ આપી શક્યાં. માથું ઉંચું કરીને જોયું તો હેમાબહેન પોતાના ઘરના બીજા માળની બારીએ ઊભી છે. રામુએ એક વાર ઉપર જોઈને પાછું માથું નીચે નમાવી દીધું. થોડી વારે હેમાંગિની નીચે ઊતરી આવી અને રામુની સામે ઊભી રહીને પૂછવા લાગી—કેમ.ઘણા દિવસથી દેખાતો નથી, રામુ ? અહીં કેમ બેઠો છે ? એક તો ભૂખ લાગે છે ત્યારે આંખોમાં આંસુ જરાવારમાં જ ભરાઈ આવે છે તેમાં વળી આ સ્નેહાર્દ્ર સ્વર સાંભળીને એની આંખમાંથી સાચે જ આંસુ સરી પડયાં. એણે ગરદન ઝુકાવી લીધી. એ કંઇ પણ ઉત્તર ન આપી શક્યો.

એક તો હેમાને સૌ છોકરાંઓ ખૂબ વ્હાલાં હતાં. એનો અવાજ સાંભળીને કાદમ્બિનીની નાની છોકરી બહાર નીકળી આવી અને જોરથી બોલી ઊઠી-રામુમામા, ચોકામાં તમારે માટે ખાવાનું ઢાંકયું છે, જઈને જમી લ્યો. મા તો જમી પરવારીને સૂતી છે.

હેમા તો સમસમીને જોઈ જ રહી! થોડી વારે બોલી—રામુએ હજી સુધી ખાધું નથી ? અને તારી મા સૂઈ રહી છે ? હેં, રામુ ! આજે તને જમવામાં આટલી બધી વાર કેમ ?

રામુ તો ગરદન ઝૂકાવીને જેમનો તેમ ઊભો હતો. દુનીએ એના વતી ઉત્તર વાળ્યો—રામુમામાને તો રોજ આટલી વાર થાય છે. બાપુ નહાઈધોઈને, જમીપરવારીને આરામ લઈને જ્યારે દુકાને જાય છે ત્યારે મામા જમવા આવે છે.

હેમાંગિની બધું રહસ્ય સમજી ગઈ. રામુને દુકાનના કામમાં નાંખ્યો હતો. હેમાંગિનીને આવી આશા નહોતી કે આ બાળકને આ લોકો આવું આવું વીતાડશે; એટલું જ નહિ પણ આવી બેદર્દીનો વ્યવહાર કોઈ બહેન કરી શકે એ એની કલ્પના માટે પણ અસંભવિત હતું. ધોમધખતા બપોરની સામે અને પછી આ કુમળા બાળકની સામે જોઈને એની આંખમાંથી આંસુ વહી રહ્યાં. પોતાના પાલવથી આંસુ લૂછતી ચાલી ગઈ. બે મિનિટ પણ નહિ વીતી હોય ત્યાં દૂધનો વાડકો હાથમાં લઈને આવી. રસોડામાં પેસતાં જ એની આંખો એ દૃશ્ય જોઈ જ ન શકી.

રામુ જમતો હતો. પિત્તળની તૂટેલી થાળીમાં લાલ જાડા ચોખાના ટાઢા ભાતનો ઢગલો હતો. જેલમાં મળે એટલી જરા જેટલી દાળ અને શાકને બદલે એક મૂળાનો ટુકડો હતાં. હેમાએ મૂકેલું દૂધ જોઈને રામુનું કરમાઈ ગયેલું મુખ ખીલી ઊઠ્યું.

હેમાંગિની દરવાજાની બહાર આવીને ઊભી રહી. રામુ હાથ ધોવા બહાર ગયો ત્યારે અંદર જઈને જોયું તો થાળીમાં ભાતનો એક દાણો પણ નહોતો, એટલી બધી ભૂખ હતી કે આટલા જાડા ચોખાનો ભાત પણ અમૃતની જેમ આ છોકરો સાફ કરી ગયો.

હેમાનો પુત્ર લલિત લગભગ રાજુની બરોબરીનો જ હતો. હેમા પોતાની વ્હાલી બાદ પોતાના પ્રિય પુત્રની આવી જ દશા કલ્પી બેઠી અને એના પરિણામે આંખમાંથી ગંગાજમના વહી રહી. ગળું રૂંધાઈ ગયું. ધીરે ધીરે પાલવથી આંસુ લૂછતી એ પોતાને ઘેર ચાલી ગઈ.

૪

શરદી થવાને લીધે વચ્ચે વચ્ચે હેમાંગિનીને તાવ આવતો હતો અને પાછો આપોઆપ મટી પણ જતો હતો. એક દિવસ જરા શરદી લાગવાથી સમીસાંજે દીવા કરીને હેમા બિછાના પર સૂતી હતી. એની પાસે કોઈ નહોતું. અચાનક એને આભાસ પડયું કે બારણાની આડમાં રહીને ઘરમાં કોઇ ડોકિયું કરી રહ્યું છે. હેમાએ બૂમ પાડી—ત્યાં કોણ ઊભું છે? લલિત! કોઈ બોલ્યું નહિ. જ્યારે બીજી વખતે પાછી બૂમ મારી ત્યારે બારણાની આડમાંથી જ જવાબ મળ્યો—એ તો હું છું.

હેમા—હું? હું કોણ? અંદર આવતો.

રામુ અચકાતોખંચાતો અંદર જઇને ભીંતને અઢેલીને ઊભો રહ્યો.

હેમાંગિની પથારીમાં બેઠી થઇ અને સ્નેહપૂર્વક પાસે બોલાવીને પૂછ્યું—શું છે, રામુ?

રામુ વધારે નિકટ આવ્યો. પોતાના મેલા ધોતિયામાંથી બે કેરી કાઢતાં બોલ્યો—તાવમાં કેરી ખવાય કે, બહેન?

હેમાએ હાથ આગળ કર્યો અને કહ્યું—ક્યાંથી લાવ્યો? હું

તો ગઇ કાલથી એની તપાસ કરાવું છું પણ કોઇને મળી જ નહિ.

આમ કહેતાં કહેતાં રામુનો હાથ પકડીને એને પોતાની વધુ નિકટ લીધો. સ્વાભાવિક લજ્જા અને અસીમ આલ્હાદથી આત્મ-વિસ્મૃત બની ગએલા રામુએ માથું નીચે ઝૂકાવી દીધું. જો કે આ કેરીની ઋતુ નહોતી, અને હેમાંગિનીને પણ કેરી ખાવાની અનિવાર્ય ઉત્કંઠા નહોતી, તથાપિ રામુએ આ તુચ્છ ફળોને માટે જેટલો પરિશ્રમ કર્યો હતો અને જે લાગણીપૂર્વક એ આ ઉપહાર લાવ્યો હતો એ જોતાં તો એ અમૂલ્ય અને આદરને યોગ્ય હતો. આ બે કાચાં ફળ લાવવા માટે એ બપોરના ધખતા તાપમાં માર્યો માર્યો ફર્યો હતો.

હેમાએ પૂછ્યું—પણ હેં રામુ, તને કોણે કહ્યું કે મને તાવ આવ્યો છે?

રામુ કંઈ ન બોલ્યો.

હેમા—કેમ બોલતો નથી? તો કોણે કહ્યું કે મને કેરી ખાવાનું મન થયું છે?

રામુએ આનો જવાબ પણ ન દીધો. એણે તો નમાવેલું માથું ઊંચું કર્યું જ નહિ. હેમા પહેલાંથી જ જાણી ગઈ હતી કે છોકરો શરમાળ અને ડરપોક છે. એટલે ભાઇ, બેટા, બચ્ચુ વગેરે કહીને, પટાવીને અને બીજી એવી ઘણી યુકિતઓ કરી કરીને એણે રામુનો ભય ઓછો કર્યો હતો. એટલે પછી ધીરે ધીરે વાતવાતમાં એણે એને બધું પૂછી લીધું. કેટલી જહેમત પછી કેરી મળી, દુકાનમાં કેટલું કામ કરવું પડે છે, એના માબાપનો વૃત્તાંત વગેરે બધું સાંભળીને હેમાએ આંખમાં આવેલાં આંસુ લૂછીને કહ્યું—જો રામુ, હું પણ તારી બહેન છું. મારાથી

કોઈ પણ વાત છૂપાવીશ નહિ. જે જોઇએ તે આવીને મારી પાસેથી લઈ જજે. માગીશ ને ?

રામુએ આનંદથી માથું હલાવીને હા પાડી.

સાચા સ્નેહનું સ્વરૂપ રામુએ પોતાની દુઃખી માતાની પાસે જોયું હતું અને માણ્યું હતું. આજે હેમાબહેનની પાસે પણ સ્નેહનો એવો જ સ્વાદ પામીને આટલા દિવસનો એકત્ર થએલો માતાનો શોક આંસુ રૂપે ગળી ગયો. ઊઠતી વખતે એણે હેમાબહેનની ચરણરજ માથે લીધી અને આનંદ તથા સ્ફુર્તિભર્યો બહાર ચાલ્યો ગયો.

બીજી તરફ એની બહેનનો વર્તાવ એની તરફ દિનપરદિન ખરાબ બનતો જતો હતો. એનો બળાપો બેહદ વધી ગયો હતો. એનું કારણ એટલુંજ હતું કે રામુ ઓરમાન માનો દીકરો હતો અને અનાથ તથા અસહાય હતો, એને માટે જંજાળ રૂપ હતો. બદનામી થવાના ભયને લીધે એને કાઢી મૂકાતો પણ નહોતો. અને કોઇને દઈ દેવાતો પણ નહોતો. એટલે જ્યારે લાચાર થઇને એને રાખવો જ પડશે ત્યારે તો એના હાથપગ સલામત રહે ત્યાં સુધી કામ કરાવીને, ખાવાપીવાનો ખર્ચ કાઢી લેવો એમાં જ લાભ મનાયો.

રામુ ઘેર આવ્યો ત્યાં બહેને પહેલો જ પ્રશ્ન પૂછ્યો—આજે દુકાનેથી નાસી જઇને બપોરે કયાં રખડતો હતો ?

રામુ ચૂપ રહ્યો. કાદમ્બિનીએ ગુસ્સે થઇને કહ્યું—બતાવને, જલ્દી !

તો પણ રામુના મુખમાંથી એકકેય શબ્દ ન નીકળ્યો. કાદમ્બિની એવી સ્ત્રી નહોતી કે સામો માણસ શાંત રહે એટલે એવો ગુસ્સો શમી જાય. એટલે એણે રામુનું મૌન તોડવાના હઠ

દીધી. અંતે પાંચુને બોલાવીને એની પાસે રામુના બે કાન પકડાવીને ખૂબ અમળાવ્યા, એટલું જ નહિ પણ રાતે એને ખાવાનું પણ ન આપ્યું.

આઘાત ગમે તેટલો ભારે હોય, વચમાં અડચણ ન નડે તો એ સહ્ય બને છે. પર્વતની ટોચ ઉપરથી માત્ર માત્ર હડસેલી મૂકવાથી જ હાથપગ નથી તૂટતા; એ તો ગબડતા શરીરને કોઈ સખત પત્થર વચમાં રોકે ત્યારે જ સખત ઈજા થાય છે. માના મૃત્યુએ જ્યારે એને નિરાધાર બનાવી દીધો ત્યારથી રામુ એવો બની ગયો કે એને બહારનો મોટામાં મોટો આઘાત પણ નીચે પાડી શક્યો નહિ. એ દુઃખી માતાનો પુત્ર હતો પણ એણે દુઃખ ભોગવ્યું નહોતું. કાદમ્બિનીને ઘેર એ અપમાન અને દુઃખ સહન કરતો હતો, એનું કારણ એ હતું કે એ નિરાધાર હતો. પરંતુ આજે એનાથી એ અપમાન સહન ન થયું. આજે એ હેમાંગિનીના માતૃસ્નેહથી સુદૃઢ વેદી પર ઊભો હતો; એટલે આજના અત્યાચાર અને આઘાતને એને એકદમ નીચે પાડી દીધો. માદીકરો બન્ને, આ નિરપરાધ, નિરાશ્રય બાળકને સજા, લાંછના, તિરસ્કાર અને અપમાનઆઘાતો અને આક્રમણોથી અધમૂવો કરીને ચાલ્યા ગયા. અને એ બિચારો આજે ઘણે દિવસે પોતાની સદ્ગત માતાને યાદ કરીને, હેમાબહેનનું નામ સંભારતો ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો.

●

## ૫

બીજે દિવસે બપોરે કોઈ માણસ ધીરે ધીરે દબાયલ પગે હેમાંગિનીના ઘરમાં આવીને એના બિછાના પાસે એક કિનારે પગ પાસે બેસી ગયો. હેમાએ પગ સંકોચીને સ્નેહભર્યા સ્વરે કહ્યું: "રામુ, આજે દુકાને નથી ગયો ?"

રામુ—હજી હવે જઈશ.

હેમા—વાર ન કરીશ ભાઈ, જલદી જા, નહિ તો પાછો ગાળોનો વરસાદ વરસશે.

રામુનું મોઢું પહેલાં લાલ અને પછી ફીકું પડી ગયું. "જાઉં છું" કહીને ઊભો થયો અને કંઈક કહેવા જતો હતો પણ રોકાઈ ગયો.

હેમા એના મનની વાત જાણી ગઈ. પૂછ્યું—મને કંઈ કહેવું છે, રામુ ?

રામુએ નીચી નજરે જ ઉત્તર આપ્યો—કાલથી કંઈજ ખાવાનું મળ્યું નથી, બહેન !

હેમા—હેં ! કાલથી કશું ખાધું જ નથી ?

થોડી વાર સુધી તો હેમા સમસમી રહી. તરત જ એની આંખો ભરાઈ આવી અને એમાંથી જોર કરીને આંસુ સરી પડ્યાં. હાથ પકડીને રામુને પોતાની પાસે ખેંચી લીધો અને ધીરે ધીરે બધી વાત સાંભળી લીધા પછી કહ્યું–તો તું કાલે રાત્રે જ કેમ ન આવ્યો ?

રામુ ચૂપ રહ્યો.

હેમા પાલવથી આંસુ લૂછીને બોલી–હું તને મારા સોગન દઈને કહું છું કે તું મને તારી એ માતા જ સમજ. એમજ માની લે કે તારી માતા મરી નથી ગઈ પણ જીવતી જ છે.

ધીરે ધીરે આ બધી વાત કાદમ્બિનીને કાને પહોંચી ગઈ. એણે પોતાના ઘરમાંથી હેમાને હાંક પાડીને કહ્યું—મારા ભાઈને હું ભૂખે મારૂં છું અથવા ખવડાવી શકું એમ નથી તે તમે ગળે પડીને આ બધું કરવા માંડયું છે ?

કહેવાની રીત જોઈને હેમાંગિનીના શરીરમાં આગ લાગી ગઈ. પણ એણે એ ભાવ છૂપાવીને સહજ ભાવે કહ્યું—ગળે પડીને આ બધું ધારો કે કર્યું તો એમાં ઓછો કંઈ ગુન્હો કર્યો છે ?

કાદમ્બિની—તમારા છોકરાને બોલાવીને હું પણ આવું કરૂં તો તમારૂં શું માન રહેશે ? તમે આ રીતે મારા ભાઈને લડાવીને ચઢાવશો તો હું એને શી રીતે સુધારવાની છું ?

હવે હેમાંગિનીથી ના રહેવાયું. બોલી—બહેન ! પંદર સોળ વરસથી આજે હું તમારી સાથે કુટુંબનો ભાર ખેંચતી આવી છું. અને તમને સારી રીતે ઓળખું છું. પહેલાં પેટના દીકરાને સુધારો અને એની ઉપર તમારી સત્તા ચલાવો, પછી

પારકા છોકરાની વાત કરજો. પછી કોઇ ગળે પડીને આવું બધું નહિ કરે !

કાદમ્બિની અચરજથી અવાક બનીને બોલી–મારા પાંચુની અને આની બરાબરી ! દેવની સાથે વાંદરાની સરખામણી ! હું તો એ જોઉં છું કે હજુય તમે કોણ જાણે શું શું નહિ કરો.

હેમાએ ઉત્તર આપ્યો–કોણ દેવ છે અને કોણ વાંદરો છે એની મને બરાબર ખબર છે. પણ હવે મારે વધારે નથી બોલવું. બહેન ! મારે તો એટલું જ કહેવું છે કે તમારા જેવી નઠોર અને કઠોર સ્ત્રી મેં બીજી નથી જોઈ.

બસ, પ્રત્યુત્તરની વાટ જોયા વિના જ હેમાંગિનીએ બારી બંધ કરી દીધી.

એ જ દિવસે સમીસાંજ પહેલાં ઘરના માલિકો ઘેર આવ્યા તે પહેલાં જ મોટી વહુએ આંગણાંમાં ઊભા રહીને ગર્જના કરવી શરૂ કરી દીધી કે—એ તો જેઓ પાલણપોષણ કરતા હશે તેજ કરવાના છે. હું યે જોઇશ તો ખરી કે મા કરતાં માસી કેટલું વધારે કરે છે તે. અમે જાણે ભાઇનો સંબંધ જ નહિ જાણતા હોઇએ તે વળી બીજા અમને સમજાવવા આવે છે. આનું પરિણામ તો કોઈ દિવસ સારૂં નથી આવવાનું. ભાઇ અને બહેન વચ્ચે કંકાસ કરાવી, દૂર ઊભા રહીને જોવામાં મઝા જોવાનો અધર્મ વધારે નહિ ચાલે. બસ, આટલું બોલીને ઉત્તરની રાહ જોયા વિના જ કાદમ્બિની રસોડામાં ચાલી ગઈ.

આજ સુધી બન્ને દેરાણીજેઠાણી વચ્ચે આવો કંકાસ તો કેટલીય વાર થઇ ચૂક્યો હતો; આ કંઈ નવી વસ્તુ નહોતી. પણ એટલું હતું કે આ વખતના બોલમાં કડુતા ઠાંસી ઠાંસીને ભરેલી

હતી. અને આ કંકાસ પહેલાં કરતાં વધારે ઉગ્ર સ્વરૂપ લેશે એમ લાગતું હતું. સામાન્ય રીતે દર વખત એવું થતું કે હેમા જેઠાણીની વાતોને કાને બહુ નહોતી ધરતી અને મનમાં પણ બહુ લાવતી નહિ, પણ આજે એનું શરીર સારૂં નહોતું. એટલે એનાથી સંયમ ન રાખી શકાયો. તરત જ બારી ઉઘાડીને બોલી ઊઠી—આટલું કહીનેજ કેમ ચૂપ રહી ગયા, બેન ! હજી કદાચ આ બધું ભગવાને બરાબર સાંભળ્યું નહિ હોય, હજી મારૂં સત્યાનાશ વધારે ઇચ્છો. ખાસ જેઠ પણ આવે અને બધું સાંભળી લે અને મારા ઘરમાંથી આવીને પણ સાંભળીને સુખ પામે. આટલી વારમાં જ શાન્ત થઇ જવાથી નહિ ચાલે.

બીજું શું જોઇએ, રૂના ઢગલામાં ચીણગારી પડી. કાદમ્બિની ઝટ દઇને આંગણામાં આવીને ખડી થઇ ગઈ અને ઉપર મુખ રાખીને ચિઢાઇને બોલી—મેં ઓછું કોઈ કૂતરીનું નામ લીધું છે તે આટલો બધો બકવાટ શરૂ થયો ?

હેમાએ સ્થિર થઇને શાંત ભાવે ઉત્તર આપ્યો—તમે નામ દઇને ગાળો વરસાવો એવાં નથી. પણ તમે શું એવું સમજો છો કે તમે જ એકલાં શાણાં અને ઉસ્તાદ છો અને આખી દુનિયા ભોટ છે ?

હવે કાદમ્બિનીએ પોતાનું અસલ રૂપ પ્રગટ કર્યું. મોઢું મચકોડીને હાથ નમાવીને અને પગ વાંકા કરીને અભિનય કરવો શરૂ કર્યો. અને સમજી લીધું તોય શું ! જેનો દોષ હશે, જે બૂરાઇમાં હશે એને ખોટું લાગશે ! અને જાણે તમે જ બધું જાણતા હશો, અમને તો કંઈ ખબર જ નહિ હોય. 'રામલો પહેલાં આવ્યો ત્યારે એટલો સીધોસાદો હતો કે સાત થપ્પડ મારતાં પણ ચૂં કે ચાં કરતો નહોતો; હું જે કહેતી તે ચૂપચાપ

સહન કરી લેતો. તમે જ આ પસલાનીમાને પૂછી જુઓ, આજે બપોરે કેવા ફાટેલા જવાબો આપ્યા છે તે; આ બધું કોના જોરે? સાથે સાથે પસલાની માને પણ આંગળી ચીંધી આપી.

પસલાની માએ કહ્યું—એ તો તદ્દન સાચું છે, હેમાવહુ. આજે જ્યારે પીરસેલી થાળી ઉપરથી એ ઊઠી ગયો ત્યારે વહુએ જ કહ્યું કે–અન્નદેવતા સામે આટલો મિજાજ કરે છે તે ભૂખ્યે પેટે નરકમાં જઈશ. એટલામાં તો તડાક સરીખો જવાબ વાળ્યો કે મારી હેમા બહેન છે ત્યાં સુધી હું કોઈનાથી ડરતો નથી.

કાદમ્બિનીએ જરા અકડાઈને કહ્યું—કેમ હવે તો સાંભળ્યુંને, મારું કહેવું સાચું છે કે નહિ? આજે હું સાફ સાફ કહી દઉં છું, હેમાવહુ, કે એ છોકરાને તમે તમારે મ્હેર ન બોલાવશો. અમારા બન્ને ભાઈબહેનની વચ્ચે નાહક ના આવશો.

હેમાંગિનીએ કંઈ જ ન કહ્યું. ધારણાતીત આ વાત સાંભળીને એના અચરજનો પાર ન રહ્યો, બારીએથી નીચે બેસીને એને વિચાર આવ્યો કે આ છોકરાને ખાતર કેટલો કંકાસ થયો!

માથું દુખવાને લીધે અને તાવ જોરથી ચઢવાથી હેમા અવાક થઈને પલંગ પર પડી રહી. હેમાંગિનીના સ્વામીનાથ ઘરમાં આવતાંની સાથે જ એની હાલત તરફ બીલકુલ નજર ન કરતાં બોલી ઊઠયા—ભાભીના ભાઈની બાબતમાં આજે પાછો શું નવો ઝઘડો ઉત્પન્ન કર્યો? તું તો કોઈનું સાંભળવાની જ નહિ, એમ ને? આખી દુનિયાના અનાથોનો પક્ષ લઈને જાણે તારે જ ઊભા રહેવાનું. ગમે ત્યાંથી કોઈ ગરીબ નિરાધાર આવી મળવો જોઈએ, બસ એની તરફેણ લઈને ઊભી જ છે. ના ભાઈ, રોજ રોજ આ બખેડા મારાથી નહિ સ્હેવાય, સમજી? આજ ભાભીએ નાહકની પાંચદસ વાતો તારે ખાતર મને સંભળાવી દીધી.

હેમાએ શિથિલ સ્વરે કહ્યું—તમારી ભાભી વળી હકની વાત ક્યારે કહે છે ? આજે નાહકની વાતો સંભળાવી તે એમાં નવું શું છે ?

હેમાના સ્વામી વિપીને કહ્યું—પણ આજે તો એમણે વ્યાજબી જ કહ્યું. તારો સ્વભાવ તો હું જાણું છું ને. તે દિવસે પેલા નાદાન છોકરાની તરફેણ કરીને પણ તેં આવી જ લડાઈ લીધી હતી. મોતી લુહારનો આવો સુંદર બગીચો પણ આપણા હાથમાંથી કેમ જતો રહ્યો ? તારે જ લીધે ! ઉલ્ટું પોલીસની પૂજાને માટે દોઢસો રૂપિયાની થેલી ઘરમાંથી કાઢવી પડી. તું તારૂં પોતાનું તો ભલુંબૂરૂં સમજે છે કે નહિ ? કોણ જાણે ક્યારે તારો આ સ્વભાવ જશે ?

હવે હેમા બેઠી થઈ ગઈ. સ્વામીના મુખ પર દૃષ્ટિ સ્થિર કરીને બોલી—મારો સ્વભાવ તો હું મરીશ ત્યારે જ જશે, તે પહેલાં નહિ. મારે પણ બાળબચ્ચાં છે, ઉપર ભગવાન મોજુદ છે અને એનો ય મને ડર છે. એનાથી વધારે મોટાની બૂરાઈના વખાણ મારે નથી કરવા. મારી તબિયત અત્યારે સારી નથી, મારે બહુ બોલવું પણ નથી. આપ પધારો, આપનું કામ કરો.

તરત જ શાલ ઓઢીને હેમા સૂઈ ગઈ.

વિપીનને વાદવિવાદ આગળ વધારવાની હિંમત ન રહી; પરંતુ મનમાં ને મનમાં સ્ત્રી ઉપર અને ખાસ કરીને પેલા અભાગી અનાથ બાળક ઉપર બધો ગુસ્સો ઊતાર્યો.



## ૬

બીજે દિવસે બારી ઉઘાડતાં જ જેઠાણીના કટુ સ્વરનો રણકાર હેમાને કાને પહોંચ્યો. એ પોતાના પતિને સંબોધન કરીને કહેતી હતી—કાલથી એ હરામખોર નાસી ગયો છે, જરા એની ખબર તો કઢાવો. સ્વામીએ ઉત્તર આપ્યો—ચૂલાની ભાડમાં ગયો એ. ખબર કઢાવીને ય શું મળવાનું છે. યથાશક્તિ આખું ફળિયું સાંભળે એટલા ઉચ્ચ સ્વરે પત્નીએ કહ્યું—નકામા લોકોને નિંદા કરવાનો અવસર મળશે. નિંદા અને બદનામીને લીધે ગામમાં રહેવું મુશ્કેલ થઈ જશે. આપણા દુશ્મન પણ કંઇ ઓછા નથી. હા, વખતે કંઇ કૂવોતળાવ કરશે તો આખા કુટુંબને જેલ જવાનો વખત આવશે.

હેમા બધું સમજી ગઇ. એ એ જ વખતે બારી બંધ કરીને ચાલી ગઈ.

બપોરનો સમય હતો. હેમાંગિની રસોડાની આગળ ઓટલા ઉપર બેઠી હતી. રોટલીનો કોળિયો મોઢામાં મૂકવા જાય છે ત્યાં જ અચાનક ચોરની જેમ ગૂપચૂપ આવતા રામુ ઉપર એની નજર પડી ગઇ. રામુ પાસે આવ્યો. વિખરાયલા વાળ અને પડી

ગએલા મોઢા સામે જોઇને હેમાએ પૂછયું—રામુ, કયાં ચાલ્યો ગયો હતો ?

રામુ—ચાલ્યો નહોતો ગયો બહેન. સાંજે ખૂબ ઊંઘ આવતી હતી એટલે દુકાનમાં સૂઈ ગયો. આંખ ઉઘડી ત્યારે જોયું તો મધરાત વીતી ગઈ હતી. ખૂબ ભૂખ લાગી છે, બહેન !

"ત્યાં જઇને જ ખા બાપુ." કહીને હેમાએ કોળિયો મુખમાં મૂકયો. એકાદ મિનિટ ચૂપચૂપ ઊભા રહ્યા પછી રામુએ જવા માંડયું. પણ તરત જ હેમાએ એને રોકયો અને એક થાળી પીરસાવીને મંગાવી આપી.

રામુ અડધુંય જમી રહ્યા નહિ હોય ત્યાં બહારથી ગભરાયલી ઉમા દોડતી આવી અને ઇશારાથી જણાવ્યું કે—બાપુજી આવે છે.

છોકરીના ગભરાટની સાથે અત્યંત સંશય અને ભયનો ભાવ જોઇને માતાને આશ્ચર્ય થયું. કહ્યું—આવે છે તેમાં તું આટલી બધી શાની ગભરાઈ જાય છે ?

ઉમા રામુની પાછળ ઊભી હતી. માતાના પ્રશ્નના ઉત્તરમાં રામુને જ આંગળીથી બતાવી મુખ અને આંખની વિચિત્ર આકૃતિ બનાવી ઇશારાથી બતાવ્યું કે—આ ખાય છે તેનું શું ?

રામુએ કુતૂહલથી મોઢું એ તરફ ફેરવ્યું હતું. ઉમાની ઉદ્વિગ્ન દૃષ્ટિ અને મુખની સશંક મુદ્રાના ઇશારા એણે જોઇ લીધા. એને તો જાણે કાપે તો લોહી ન નીકળે. એના મનમાં જે ત્રાસ થયો એ તો એ જ જાણે. "હેમાબહેન, બાપુજી આવે છે !" કહીને રામુ થાળી મૂકીને બારણાની આડમાં સંતાઈ ગયો. એની દેખાદેખ ઉમા પણ બીજી તરફ નાસી ગઇ. જેમ અકસ્માત મકાનનો માલીક આવે અને ચોરો નાસીને સંતાવા માંડે એવું કંઇક આ લોકોએ કર્યું. હેમાએ પહેલાં મોઢા ઉપર કંઇ પણ

ભાવ ન લાવતાં આમ તેમ દષ્ટિ કરી જોઇ અને પછી જાણે થાકેલો માણસ આરામ લેતો હોય એમ એક ભીંતને અઢેલીને નિર્જીવની જેમ બેસી રહી. લજ્જા અને અપમાનનો કાંટો એના હૃદયની આરપાર નીકળી ગયો. વિપીન આવીને થોડી વાર ઊભો રહ્યો. સામે હેમાને વિચિત્ર સ્થિતિમાં જોઇને શંકાશીલ સ્વામીએ પૂછ્યું—કેમ શું થયું ? ભોજનની થાળી સામે મૂકીને આમ સુસ્ત કેમ બેઠી છે ?

હેમાએ કંઇ જવાબ ન આપ્યો. વિપીને વધારે વ્યાકુળ બનીને કહ્યું—પાછો તાવ આવ્યો કે શું ? [ થાળીમાં અડધું ખાવાનું અસ્તવ્યસ્ત પડેલું જોઇને પૂછ્યું. ] આવી વિચિત્ર રીતે ખાઇને કોણ ઊઠી ગયું ! લલિતનું કામ છે ને આ ! એ જ હરામખોર આવું કરી ગયો હશે.

હેમા જરા સ્વસ્થ થઇને બોલી–નાજી, એ નથી. રામુ જમવા બેઠો હતો, પણ તમે આવ્યા એટલે તમારા ડરથી એ પેલા બારણાની ઓથે સંતાઇ ગયો છે.

વિપીન—કેમ ? એમાં ડરવાનું શું છે ?

હેમા—એ તો તમે જાણો. માત્ર એ એકલો જ નહિ પણ ઉમા પણ તમારા આવવાની ખબર સાંભળીને નાસી ગઇ.

વિપીને મનમાં સમજી લીધું કે આ વખતે પોતાની સ્ત્રીની વાતો સીધી નહિ પણ આડી થાય છે. એટલે એને સીધી લાઇનમાં લાવવા માટે હસીને કહ્યું—પણ એ પાગલ છોકરી શા માટે નાસી ગઇ ?

હેમાએ કહ્યું—હું શું જાણું ? કદાચ એને ડર લાગ્યો હશે કે માતાનું અપમાન પોતાની આંખે જોવું પડે. [ થોડી વાર શ્વાસ લઇને ] જ્યારે પોતાની પેટની છોકરીને એટલો વિશ્વાસ

નથી કે એની મા કોઇને એક મુઠ્ઠી અન્ન આપી શકે છે તો એક પારકો છોકરો ડરનો માર્યો નાસી જાય એમાં આશ્ચર્ય નથી.

હવે વિપીનનું ધ્યાન ગયું કે વાત સાચે જ ખરાબ સ્વરૂપ લેતી જાય છે. એટલે એ હદ બહાર જાય તે પહેલાં આંખો પલકાવીને અને માથું હલાવીને કહ્યું-નહિ, સાચે જ તને કશો જ અધિકાર નથી. ભિખારીને ભીખ દેવાનો અધિકાર પણ તને નથી. ખેર ! આ ઝઘડો જવા દે. એ તો કહે કે કાલથી માથું તો નથી દુખ્યું ને ? હું તો શહેરમાંથી મોટા ડોકટર કેદારબાબુને બોલાવવાનો વિચાર કરૂં છું, અથવા તો તને એક વખત કલકત્તે લઇ........

બિમારી અને એના ઉપાયની સલાહ અહીં જ થંભી ગઈ. હેમાએ પૂછ્યું-તમે ઉમાની સામે રામુને કંઇ કહ્યું હતું ?

વિપીન જાણે આસમાનમાંથી નીચે ઢળી પડયો. કહ્યું-મેં ! ના ભાઇ, મેં તો કંઇ જ કહ્યું નથી ! પણ યાદ આવ્યું, તે દિવસે માત્ર એટલુ કહ્યું હતું કે ભાભી નારાજ થાય છે અને ભાઈ નકામા ખીજાય છે. ઉમા કદાચ ત્યાંજ ઊભી હતી. એ તો તું પણ જાણે છે ને ?

"હા જાણું છું." કહીને હેમાએ વાત દબાવી દીધી. વિપીને પોતાના ઓરડામાં જઇને રામુને બોલાવી મંગાવ્યો. રામુ આવ્યો એટલે કહ્યું-રામુ, લે આ ચાર પૈસા. કોઈ દુકાનેથી કંઇ લઇને ખાજે. હવે ભૂખ લાગે તો અહિં ન આવીશ, હો ! તારી બહેનને એટલો અધિકાર નથી કે કોઇ બહારના માણસને મુઠ્ઠી અનાજ આપી શકે.

રામુ ચૂપચૂપ ચાલ્યો ગયો. ઓરડામાંથી જ વિપીને રામુ તરફ જોઇને દાંત કચકચાવ્યા.

●

## ૭

પાંચ છ દિવસ પછી એક દિવસે ત્રીજે પહોર વિપીન ખીજવાયલો ઘરમાં આવ્યો અને કહ્યું–આ બધું તેં શું કરવા માંડયું છે, હેમા ? રામુ તારો કયો સગો લાગે છે ? શા માટે એક પારકા છોકરાને ખાતર દિનરાત પોતાના માણસો સાથે ટંટો કરે છે ? આજે મોટાભાઈ ખુબ ચિડાઇ ગયા.

થોડી વાર પહેલાં જ પોતાના ઘરમાં બેસીને મોટી વહુએ સ્વામીને ઉપલક્ષ્ય અને હેમાને લક્ષ્ય કરીને જે તીર છોડયાં હતાં તેમાંથી કોઈ પણ નિષ્ફળ નહોતું ગયું. બધાંય તીર હેમાંગિનીનું હૃદય વીંધી ગયાં હતાં અને દરેક તીર જેટલું ઝેરીલું હતું તેટલી જ બળતરા પાછળ મૂકી ગયું હતું. પણ વચમાં જેઠજી હોવાને કારણે સહન કરી લીધા શિવાય હેમાનો છૂટકો નહોતો.

પહેલાના જમાનામાં જેમ મુસલમાનો ગાયોની હાર આગળ ગોઠવીને પછી રાજપૂતો ઉપર હુમલો કરતા હતા અને યુદ્ધમાં વિજય મેળવતા હતા, તેની જ રીતે મોટી વહુ પણ સ્વામીની ઉપસ્થિતિનો લાભ ઊઠાવીને હેમાને પેટ ભરીને હેરાન કરતી.

પતિની વાત સાંભળતાંની સાથેજ હેમા સળગી ઊઠી. બોલી–એટલે, જેઠજી પણ ક્રોધે ભરાઇને બગડી બેઠા ? આટલી મોટી આશ્ચર્યની વાત સાંભળીને મને તો વિશ્વાસ પણ નથી આવતો, હવે કેમ કરીને એમનો ક્રોધ શાંત થશે ?

વિપીન આ કટાક્ષ સાંભળીને મનમાં જ સળગી ઊઠયો, પરંતુ એ ગુસ્સો બહાર પ્રકટ કરવો એ એના સ્વભાવમાં જ નહોતું. એટલે મનનો ભાવ મનમાં જ છૂપાવીને સહજ ભાવે બોલ્યો—ગમે તે હો, આપણા વડીલોની બાબતમાં......

વાત પૂરી થાય તે પહેલાંજ હેમા બોલી ઊઠી—હું બધું જાણું છું, હું કાંઇ નાની કીકી નથી કે વિવેકવિનય ન સમજું. પણ મૂળ વાત તો એ છે કે હું પેલા છોકરા ઉપર જરા સ્નેહ-ભાવ રાખું છું, એ કારણે એ લોકો એ બિચારાને નાહકનો હેરાન કરે છે.

હેમાનો અવાજ જરા ભરાઈ ગયો. જેઠજીને માટે જરા જેટલો પણ કટાક્ષ થઈ ગયો, એને માટે એને પોતાને પણ લાગ્યું, પણ એના હૃદયમાંની ક્રોધની આગ એટલી પ્રબળ હતી કે એનાથી રહેવાયું જ નહિ. વિપીન છૂપી રીતે સામા પક્ષમાં મળી ગયો હતો. કારણ કે એક પારકા છોકરાને ખાતર ઘરમાં ભાઇભાભીની સાથે લડાઇટંટો કરવાં એને પસંદ નહોતાં.

સ્ત્રીને જરા લજ્જિત થએલી જોઇ એને સહારો મળ્યો એટલે બોલ્યો—એમાં ગુસ્સો કે કટાક્ષ કરવા જેવી વાત નથી. એ લોકો પોતાના બાળકને પોતાના વશમાં રાખવા ખાતર એના ઉપર સખતાઇ કરે છે, એમાં તું ગુસ્સો કરે અથવા તને લાગી આવે એ કેમ ચાલે ? એ ઉપરાંત એ લોકો એના પાલક છે એટલે ગમે તે કરી શકે છે.

હેમાએ સ્વામીના મુખ પર દૃષ્ટિ કરી તો એને અચરજ થયું. કારણ ઘરસંસાર ચલાવતાં આજ લગભગ પંદર સોળ વરસ થયાં પણ કયારેય આટલી બંધુભક્તિ પહેલાં કોઇ પણ દિવસ એણે જોઇ નહોતી. એટલે તરત જ વિસ્મયની સાથે ક્રોધથી એના શરીરમાં આગ આગ થઇ ગઈ. એટલે કહ્યું—એ જો છોકરાના પાલક છે તો હું પણ એની મા છું. મોટા માણસો પોતાની મેળે જ પોતાની આબરૂ પર છરી ફેરવતા હોય તે હું શી રીતે સાંખી શકૂં ? એ લોકો જો પોતાની મેળે જ પોતાનાં પ્રતિષ્ઠા અને સન્માનને કચડી નાખવા તૈયાર હોય તેમાં હું શું કરૂં ?

વિપીન જવાબ આપતાં આપતાં રોકાઇ ગયો, કારણ એ જ વખતે દરવાજાની બહારથી અતિ નમ્ર સ્વરે અવાજ આવ્યો—હેમાબહેન !

પતિ અને પત્નીની આંખો ચાર થઇ. પતિ જરા હસી પડયા પણ એમાં પ્રીતિની ઝલક નહોતી. હેમાએ હોઠ દબાવીને બારણા પાસે આવીને રામુ તરફ જોયું. હેમાને જોતાં જ એના આનંદનો પાર ન રહ્યો. અને જે મુખમાં હતું તે બોલી ઊઠયો—બહેન કેમ છો ?

થોડી વાર તો હેમાંગિની કંઇ જ બોલી ન શકી. જેને માટે હજી હમણાં જ પતિપત્ની વચ્ચે બોલાચાલી થઇ હતી તેને જ અકસ્માત સામે જોઇને બધો ક્રોધ એના ઉપર જ ઊતરી પડયો. હેમાએ અનુચિત કઠોર સ્વરે કહ્યું–રામુ, અહીં તારૂં શું દાટયું છે ? શા માટે તું અહીં રોજ રોજ આવે છે ?

હેમાબહેનનો આ સ્વર સાચે જ એટલો બધો કઠોર લાગ્યો કે એ સ્નેહભરી ચેષ્ટા નહોતી, એવું તો એ નાની

ઉંમરના બાળકને પણ સમજાઇ ગયું.

ડર, આશ્ચર્ય અને લજ્જાનું માર્યું એનું મોઢું પડી ગયું. બોલ્યો—તમારી તબિયત જોવા આવ્યો છું, બહેન!

વિપીન હસીને વચમાં જ બોલી ઊઠયો—તને જોવા આવ્યો છે.

આ હસવામાં હેમાને અપમાન લાગ્યું. એને લાગ્યું કે જાણે કોઇએ કાતિલ ઉપહાસ કર્યો. ચોટ ખાધેલી નાગણની જેમ એક વાર સ્વામી ભણી દૃષ્ટિ કરીને કહ્યું—હવે અહીં કોઇ દિવસ ન આવીશ, જા ચાલ્યો જા!

"સારૂં" કહીને રામુએ જરા કૃત્રિમ સ્મિતમાં લજ્જા ઢાંકવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો પણ જે હતું તે મોઢા પર આવ્યા વિના ન રહ્યું. છાનોમાનો છોકરો ચાલ્યો ગયો.

વિષાદ-વિકૃત કાલિમાની છાયાથી છવાયલું મુખ ઊંચું કરીને એક વાર સ્વામી પર દૃષ્ટિ ફેંકીને હેમાંગિની ઝડપથી બહાર ચાલી ગઈ.

## ૮

હેમાને પાંચ છ દિવસથી તાવ આવે છે. તાવ ઉતરતો જ નથી. કાલે ડોકટરે કહ્યું–છાતીમાં શરદી એકત્ર થઇ ગઈ છે. સમીસાંજ થઇ ગઇ, દીવા થયા. એ જ વખતે સારાં સારાં કપડાં પહેરીને લલિત માના ઓરડામાં ગયો અને બોલ્યો–મા, દત્તબાબુના આંગણામાં તમાસો થવાનો છે, હું જોવા જાઉં ?

માએ જરા હસીને કહ્યું—લલિત, તારી મા આજે પાંચ છ દિવસથી તાવથી પીડાય છે, ને તું એકે દિવસ જરા વાર આવીને ખબરે પૂછતો નથી.

લલિત શરમાઇને ઓશીકે આવીને બેઠો. માતાએ સ્નેહપૂર્વક બાળકની પીઠે હાથ ફેરવીને કહ્યું—આ તાવ કદાચ સારો ન થાય અને હું મરી જાઉં તો તું શું કરીશ, લલિત! ખૂબ રડીશ, નહિ ?

“ ના, બા તું તો ખરાબ છે. કંઈ નથી થવાનું. તું તો સારી થઇ જઇશ.” કહીને લલિતે માતાના હૃદય ઉપર પોતાનો હાથ મૂક્યો. પુત્રના હાથને પોતાના હાથમાં લઇને માતા થોડી વાર

શાંત પડી રહી. તાવના તાપમાં બાળકનો આ શીતળ સ્પર્શ ખૂબ ઠંડો લાગ્યો અને એની ઠંડક આખા શરીરમાં વિસ્તરી ગઇ. એને એમ થયું, જાણે આમને આમ જ પડી રહે. પરંતુ થોડી વારમાં લલિતે ઊઠવાની બેચેની દેખાડી, તમાસો કદાચ શરૂ થઇ ગયો હશે એમ હેમાનેય વિચાર આવ્યો. એ બાળકની ઇચ્છા પામી ગઇ. મનમાં જ હસીને બોલી—ભાઇ, જા ખરો, પણ મોડી રાત સુધી બેસીશ નહિ.

"નહિ મા, વહેલો પાછો આવતો રહીશ." કહેતો લલિત એક જ છલંગમાં ઓરડાની બહાર ચાલ્યો ગયો. પરંતુ તરત પાછો અંદર આવીને બોલ્યો–મા, એક વાત કહું !

માતાએ હસતાં હસતાં કહ્યું—રૂપિયો જોઇએ છે, નહિ ! જા કબાટમાંથી લઈ લે. જોજે એક જ લેજે, હાં.

"ના મા, રૂપિયો નથી જોઇતો. મારી એક વાત માનશો ?"

હેમાએ નવાઇ પામીને કહ્યું—રૂપિયો નથી જોઇતો ત્યારે બીજું શું છે ?

લલિતે જરા વધારે પાસે આવીને ચૂપકીથી કહ્યું—રામુ મામાને તમે જરા વાર અહીં આવવા દેશો ? અંદર નહિ આવે, આ બારણાની પાસે જ ઊભા રહી, તમને જોઇને ચાલ્યા જશે. કાલે બહાર આવીને બેઠા હતા, આજે પણ બહાર બેસી રહ્યા છે.

હેમાંગિની તરત બેઠી થઈ ગઈ. બોલી–જા લલિત, હમણાંજ એને બોલાવી લાવ. બિચારો અહીં આવીને બેઠો છે. તમે કેમ કોઇએ મને કહ્યું નહિ ?

"એ તો ડરના માર્યા નથી આવતા." કહીને લલિત ચાલ્યો ગયો. થોડી વાર પછી રામુ લપાતો લપાતો ઓરડામાં દાખલ

થયો અને નીચી દષ્ટિ રાખીને ભીંતે અઢેલીને ચૂપચૂપ ઊભો રહ્યો.

હેમાએ વાત્સલ્યભર્યા સ્વરે કહ્યું–આવ ભાઈ, રામુ ! અહીં આવ.

પણ રામુ તો એ જ ભાવે એ જ જગાએ ઊભો રહ્યો. એટલે હેમા ઊઠીને પાસે ગઈ અને હાથ પકડીને પોતાની પાસે બેસાડ્યો. પીઠ પર હાથ ફેરવતાં કહ્યું–રામુ, હું તને તે દિવસે વઢી હતી એટલે તું તારી હેમાબ્હેનને ભૂલી ગયો ?

એકાએક રામુએ રડવું શરૂ કર્યું. હેમાને કંઈક આશ્ચર્ય થયું કારણ કે આજ સુધી કોઈએ આ છોકરાને રડતો જોયો નહોતો. ખૂબ દર્દ કે યાતના થાય તોપણ એ છોકરો રડતો નહિ અને લોકો આગળ કદીય આંસુ સારતો નહિ. એની આ ટેવની હેમાને ખબર હતી એટલે અચરજથી એણે પૂછ્યું–છી છી ! રડે છે કેમ ? પુરૂષ કોઈ દિવસ રડે કે ?

પ્રત્યુત્તરમાં ધોતિયાનો છેડો મુખમાં દાબીને મહામહેનતે રડવું રોકીને રામુ બોલ્યો–ડોકટર કહે છે કે તમારી છાતીમાં શરદી એકઠી થઈ છે.

હેમા હસી પડી. બોલી–એટલા માટે તું રડે છે ? બાળક તે બાળક. હત્તારીની !

આટલું બોલતાં બોલતાં એની આંખમાંથી પણ ટપ લઈને બે આંસુ સરી પડયાં. ડાબા હાથે લૂછીને રામુના માથા પર હાથ ફેરવીને એણે કહ્યું–ડોકટરે કહ્યું એમાં શું થઈ ગયું ? જો હું મરી જાઉં તો તું અને લલિત મને ખાંધ પર ઊંચકીને ગંગા સુધી મૂકી આવજો. કેમ, મૂકી આવીશ ને !

“કેમ હેમાવહુ, આજે તબિયત કેમ છે ?” કહીને મોટી

વહુ કાદમ્બિની ઓરડામાં આવી. ક્ષણભર રામુ ભણી તલવાર જેવી તિક્ષ્ણ દૃષ્ટિ નાંખીને કહ્યું-ઓ હો ! આ ગૃહસ્થ તો અહીં મૂવા છે ને ! વળી આ તો ફેલ કરીને હેમા આગળ નાટક કરે છે. ઓ બાપરે ! આ મૂવો કેટલાક ફંદ જાણે છે !

હેમાંગિની કમતાકાતને લીધે ઓશિકાને આધારે ચતી સૂઈ રહી હતી. આ કડવી ઉક્તિ સાંભળીને બેઠી થઇ ગઇ અને બોલી-બહેન, આજે છ સાત દિવસથી તાવને લઇને હું મરી રહી છું. હું તમારે પગે પડું છું, તમે આજે મહેરબાની કરીને જાવ.

પહેલાં તો કાદમ્બિની જરા સંકોચાઇ ગઇ, પણ તરત સંભાળીને બોલી-હેમા, મેં તમને તો કંઇ કહ્યું નથી ને ! મારા ભાઇને હું ઠેકાણે લાવવા જરા સખતાઇના બે બોલ કહું છું, એટલા ખાતર તમે શા માટે ચિઢાઈ જાવ છો ? જાણે મારી બેસ્રશો.

હેમા—તમે એને રાત દિવસ કનડયા તો કરો જ છો ને, તમારે ઘેર લઈ જઇને એને જે કરવું હોય તે કરો; મારી સામે આ બધું કરવાની જરૂર નથી અને હું કરવા પણ નથી દેવાની.

કાદ—કેમ ? મને ધક્કો મારીને કાઢી મુકશો એમ ?

હેમા હાથ જોડીને બોલી-મારો જીવ ઠેકાણે નથી બહેન, તમારે પગે પડું છું. ગમે તો ચૂપ થઈ જાઓ, નહિ તો ચાલ્યા જાઓ.

કાદ-હું મારા ભાઇને કહી પણ ન શકું ?

હેમા—તમારે ઘેર લઇ જઇને કહેવું હોય તે કહો.

“એ તો આજે કહેવાની જ છું. મારા નામની ચાડી

ખાવાની મઝા તો આજે એને ચખાડવાની જ છું. હરામખોર બદમાશ કહીંનો ! મેં કહ્યું ગાયનું દોરડું ખવાઈ ગયું છે, જરા શણ લઇને વણી આપ, રામુડા ! તો કહે–ના ના બહેન, આજે તમારે પગે પડું. મને તમાસો જોવા જવા દો. અને આ તમાસો જોવા આવ્યો છે નહિ ?" આટલું બોલીને કાદમ્બિની ક્રોધથી ભરેલી ધમધમ પગ પછાડતી ચાલી ગઈ.

હેમાંગિની ખૂબ વાર સુધી લાકડીની પુતળીની જેમ બેસી રહી. પછી સૂમસામ પડી રહી. થોડી વાર પછી ધીમેથી બોલી– તમાસો જોવા કેમ ગયો નહિ, રામુ ? ત્યાં જાત તો આ બખેડો ન થાત ! ભાઇ, એ લોકો તને અહીં આવવાની મનાઈ કરે છે. ત્યારે તારે અહીં ન આવવું જોઇએ. હવે અહીં ન આવીશ, હાં.

રામુ એકે શબ્દ મુખમાંથી ન બોલ્યો. ધીરે ધીરે ઉઠીને ચાલ્યો ગયો. પણ તરત પાછો આવીને બોલ્યો–બહેન, અમારા ગામની વિશાલાક્ષી માતા જાગતીજોધ છે. એની માનતા માનવાથી અને પૂજા ચઢાવવાથી બધા રોગ દૂર થઇ જાય છે. બહેન, એની માનતા માનો ને ?

હજી હમણાં જ કંકાસ થઈ જવાથી હેમાનો જીવ સાચે જ બગડી ગયો હતો. કંકાસ તો રોજ થતો હતો, એ કંઇ નવી વાત નહોતી. પરંતુ જીવ બગડવાનું કારણ તો બીજું જ હતું. માત્ર આ બહાનું મળવાથી બિચારા આ બાળકની આજે કમબખ્તી થશે એની ચિંતાથી એનું હૃદય અંદરને અંદર ક્ષોભ અને લાઇલાજીની આગથી બળતું હતું. રામુના પાછા આવતાંની સાથે જ હેમા બેઠી થઇ ગઈ. પાછો પાસે બેસાડીને માથે હાથ ફેરવતી ફેરવતી રડી પડી. આંસુ લૂછીને બોલી–હું સારી થઇશ તો તને છાનોમાનો પૂજા ચઢાવવા તારે ગામ મોકલીશ. તું એકલો જઈ શકીશ ?

અંતિમ ઉત્સાહથી આંખો પલકાવીને રામ બોલ્યો-હા, બ્હેન! નિરાંતે જઇ શકીશ. તમે આજે જ એક રૂપિયો આપીને મને મોકલી દોને બ્હેન! હું કાલે બપોરે તો પૂજા ચઢાવીને પાછો આવીશ. પ્રસાદ લેતાંની સાથે જ બધી વેદના દૂર થઇ જશે. હા, બ્હેન, આજે જ મને જવા દો ને?

હેમાએ જોયું કે છોકરો ખૂબ ઉતાવળો થયો છે. એને હવે ધીરજ નથી. એને ઊડીને જઇ શકે તો જવાનું મન છે. તેણે કહ્યું—પણ કાલે તું પાછો આવીશ ત્યારે આ લોકો તારા પ્રાણ લેશે!

મારવાની કલ્પના આવતાંજ રામુની હિંમત જરા તૂટી પડી, પણ એ ભાવ ઝાઝો વખત ન રહ્યો. તરત જ એણે પ્રફુલ્લ મુખ કરીને કહ્યું–મારશેકૂટશે એમાં હરકત નથી. હું એટલું સહન કરી લઇશ પણ તમારી બિમારી તો મટી જશે.

હેમાની આંખોમાંથી પાછાં આંસુ સરી પડયાં. એણે કહ્યું–રામુ, હું તારી સગી બ્હેન તો થતી નથી, પછી શા ખાતર મારે માટે આટલું કરે છે?

બાળક રામુ આ પ્રશ્નનો ઉત્તર શી રીતે આપી શકે? એ શી રીતે સમજાવે કે એનું પીડિત અને આર્ત હૃદય રાત-દિવસ રડી રડીને પોતાની મમતાળુ માતાની શોધાશોધ કરે છે! થોડી વાર હેમાના મુખ ભણી તાકીને રામુએ કહ્યું—બ્હેન, તમારી શરદી જો મટે ને......

હવે હેમાએ હસીને વચ્ચે જ કહ્યું—હા, પણ મારી શરદી જો ન મટે તો એમાં તને શું? તને કેમ એવી ચિંતા થાય છે? એ જ હું પૂછું છું.

રામુએ આશ્ચર્ય પામીને કહ્યું—બ્હેન, મને ચિંતા ન થાય! છાતીમાં શરદી સમાઈ જાય એ તો બહુ ખરાબ! પછી તો

બિમારી વધી જાય!

હેમા—તો હું તને બોલાવીશ. પણ વગર બોલાવ્યે હવે ન આવીશ.

રામુ—કેમ,. બહેન?

હેમાએ દૃઢતાપૂર્વક માથું હલાવીને કહ્યું—નહિ, હવે હું તને અહીં નથી આવવા દેવાની. બોલાવ્યા વિના હવે જો તું આવીશ તો હું નારાજ થઇશ, હા.

રામુએ હેમાના મુખ ભણી જોઇને ડરતાં ડરતાં પૂછ્યું—તો કહો, કાલે સવારે કેટલા વાગે બોલાવશો?

હેમા—કાલે સવારે! શું કામ?

રામુએ હસીને કહ્યું—ભલે સવારે નહિ, બપોરે આવીશ, બસ!

એના મુખ અને આંખોમાં એવી આકુળ વિનંતિનો ભાવ હતો કે એની અસર હેમાના હૃદય સુધી પહોંચી. પણ હવે કાળજું કઠણ કર્યા વિના નહિ ચાલે. બધા મળીને આ અસહાય અને નિરાધાર બાળક ઉપર જે અત્યાચાર ગૂજારે છે એને વધારે વધવા દેવો એ ઠીક નથી. એ બિચારો લાચાર હોવાને કારણે કદાચ વધારે જુલમ સહન કરી લેશે પણ હેમા આ બધું શા રીતે સહન કરશે?

હેમાંગિનીની આંખો ફાટી ને આંસુની ધારા વહી ચાલી, તો પણ એણે બીજી બાજુ મુખ ફેરવીને રૂંધાયલા સ્વરે કહ્યું—રામુ, તું વધારે બોલ્યા વિના હવે જા. બોલાવ્યા વિના આવીશ એમાં સારૂં નહિ થાય. વારંવાર આવીને મને દુઃખી ન કરીશ.

"નહિ, દુઃખી તો નહિ કરૂં, અને મેં ક્યારે ય તમને દુઃખી નથી કર્યાં." કહીને ડરેલું લજ્જિત મુખ નીચું રાખીને રામુ ઝટ દઇને બહાર ચાલ્યો ગયો.

રામુના ચાલ્યા ગયા પછી હેમાની આંખોએ ઝરણાંની જેમ

પાણી વહાવવું શરૂ કરી દીધું. એને સ્પષ્ટ દેખાયું કે આ નિરૂપાય અનાથ બાળકે પોતાની માતા ગૂમાવીને બીજી વાર એને જ મા સમજીને પોતાનો આશરો શોધ્યો છે. એ આશ્રયને સંભાળવા ખાતર બિચારો કંગાલ બાળક ગમે તે કરવા તત્પર રહે છે.

હેમાએ આંખો લૂછીને મનમાં જ કહ્યું—રામુ, ભાઈ તું એવું ઉદાસ મુખ કરીને ચાલ્યો ગયો પણ તને ખબરે નહિ હોય કે તારી આ બહેન તારા કરતાં વધારે લાચાર છે. એનામાં એટલી તાકાત નથી કે એ જબરજસ્તીથી તને પોતાની છાતી સરસો રાખી શકે.

ઉમાએ આવીને કહ્યું—બા, કાલે રામુમામા ઉઘરાણી વસૂલ કરવા ન ગયા અને તમારી પાસે આવીને બેસી રહ્યા, તેને માટે કાકાએ રાત્રે એમને એટલા માર્યાં કે નાકમાંથી...

હેમા ચોંકીને બોલી ઊઠી—મૂર્ખ તું, જા અહીંથી—

અકસ્માત ધમકાવવાથી ઉમા ચકિત થઈ ગઈ. એ ત્યાંથી ધીરે ધીરે જતી હતી ત્યાં હેમાએ બોલાવી—સાંભળ તો ઉમા! નાકમાંથી બહુ લોહી નીકળ્યું હતું?

ઉમાએ પાછા ફરીને કહ્યું—ના. બહુ તો નહિ પણ થોડું નીકળ્યું હતું.

હેમા—સારૂં, તું જા.

ઉમા બારણા સુધી જઈને પાછી આવી અને બોલી ઊઠી—બા જુઓ, રામુમામા અહીં સંતાઈને ઊભા છે.

રામુએ સાંભળી લીધું. ડોકું જરા બહાર કાઢીને શરમ-ભર્યું સ્મિત કરતાં રામુએ પૂછ્યું—બહેન, હવે તબિયત કેમ છે?

ક્ષોભ, દુઃખ અને અભિમાનની મારી હેમાંગિની પાગલની જેમ ચિઢાઈને બોલી—તું અહીં કેમ આવ્યો? જા કહું છું. અહીંથી! રામુ બેવકૂફની માફક આંખો ફાડીને જોઈ રહ્યો પણ

ગયો નહિ. હેમાએ વધારે તીખા સ્વરે કહ્યું—પાછો હજુ ઊભો છે, હરામખોર, જતો નથી !

રામુ માથું ઝૂકાવીને માત્ર "જાઉં છું" કહીને ચાલ્યો ગયો. એના ગયા પછી હેમા મુડદાની જેમ બિછાના પર પડીને અસ્પષ્ટ ક્રોધભર્યા સ્વરે બબડી—સો વખત કહી ચૂકી કમબખ્તને કે મારી પાસે ન આવીશ; તો ય માનતો નથી. ઉમા, શિવુને કહે તો, હવે એને અંદર ન આવવા દે.

ઉમાએ ઉત્તર ન આપ્યો; ધીરે ધીરે બહાર ચાલી ગઇ. રાત્રે હેમાએ સ્વામીને બોલાવીને રડતે સ્વરે કહ્યું-આજે આ બિમારીમાં એક ભિક્ષા માગું છું, આપશો ?

વિપીને સંદેહસૂચક સ્વરે પૂછ્યું—શું જોઇએ ?

હેમા—રામુ મને અપાવો. એ બિચારો બહુ દુ:ખી છે. એને માબાપ કોઇ નથી એને પેલા લોકો મારી નાંખે છે. આ જુલમ અને આ કસાઇપણું મારાથી નથી જોવાતાં.

વિપીને હસીને કહ્યું—તો આંખો બંધ રાખો, બધું ઠીક થઇ જશે.

સ્વામીના આ નઠોર કટાક્ષના શૂળે હેમાના હૃદયમાં કારી દર્દ કર્યું. કોઈ બીજી દશામાં પણ હેમા આ નિર્દય મશ્કરી સહન ન કરી શકત, તેમાં વળી આજે તો નાજુક અવસ્થા હતી. આ વખતે તો દુ:ખના માર્યા એના બહાર નીકળતા હતા. એટલે એણે આ પણ સહન કરીને કહ્યું—હું તમારા સોગન ખાઇને કહું છું. રામુને હું મારા પેટના દીકરાની જેમ ચાહું છું, અને એ મને લલિત જેટલો વ્હાલો છે. હું એને પાળી પોષીને મોટો કરીશ, અને ભણાવીગણાવીને માણસ બનાવીશ. પછી તમારી ઇચ્છા હોય એવો વ્યવહાર એની સાથે રાખજો. એ મોટો થશે ત્યાર પછી એના સંબંધમાં એક અક્ષર પણ

નહિ બોલું. પ્રતિજ્ઞા કરું છું.

વિપીન કંઈક નરમ થઈને બોલ્યો—પણ તું વિચાર તો ખરી કે એ કંઈ ચોખાની ગુણ છે કે તને તરત લાવી આપું. પારકાનો ભાઈ છે અને પારકે ઘેર આવ્યો છે. તું શા ખાતર એને માટે વચ્ચે પડીને આટલી હમદર્દી દેખાડે છે?

હેમાંગિનીએ રડી દીધું. થોડી વારે આંખો લૂછીને કહ્યું—તમે જો ઇચ્છો તો જેઠજીની ખુશામત કરીને અને મોટીબહેનને સમજાવીને એને જરૂર લાવી શકો છો. હું તમારે પગે પડીને કહું છું. મને એટલી ભિક્ષા આપો.

વિપીને કહ્યું—ઠીક, ધારો કે એ હું કરી શકું, પણ હું શા ખાતર એક અજાણ્યા છોકરાને ખવડાવીપીવડાવીને જાડો-પાડો બનાવું?

હેમા—પહેલાં તો તમે મારી એક તુચ્છ વાત પણ ટાળતા નહોતા. હવે મારો શો અપરાધ થયો છે, તે બતાવો? મેં મારું હૃદય ખોલીને જે હતું તે બતાવી દીધું કે સાચે જ આ દુઃખને લીધે મારા પ્રાણ નીકળે છે; તોય તમે આ સાધારણ પ્રાર્થના પૂરી કરવા તૈયાર નથી! મારાં જ કમભાગ્ય છે; તમે બધા મળીને એને મારી નાંખવા તો નથી બેઠા? ઠીક છે, હું એને મારી મેળે મારી પાસે બોલાવીને રાખીશ; જોઉં છું એ લોકો શું કરે છે તે!

હવે વિપીનને ગુસ્સો ચઢ્યો. એણે કહ્યું—હું એને ખવડાવી શકું એમ નથી.

હેમા—હું ખવડાવીશ. મારો કંઈ આ ઘરમાં હક્ક નથી કે મારા બાળકને ખવડાવવાપીવડાવવાનો કંઈ અધિકાર નથી! હું કાલથી જ એને મારી પાસે બોલાવીશ. બહેન અને જેઠજી જો જબરજસ્તીથી રોકશે તો ગેટ પર પોલીસને ખબર કરીશ.

સ્ત્રીની વાતો સાંભળીને વિપીન ક્રોધ અને અભિમાનને લીધે ક્ષણભર બોલી ન શક્યો. પછી ધીરેથી કહ્યું–ઠીક, પછી જોઈ લેવાશે.

આટલું કહીને એ બહાર ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારથી વરસાદ શરૂ થયો. હેમા બારીમાંથી આકાશનું સૌન્દર્ય જોતી હતી. એકાએક પાંચુગોપાળની ચીસો સંભળાઈ. એ છોકરો જોરથી બૂમ પાડીને બોલ્યો હતો–બા, આ તમારા ગુણજ્ઞ બંધુને તો જુઓ. વરસાદમાં ભીંજાયલા ભાઈસાહેબ હાજર થઇ ગયા.

"અલ્યા, સાવરણી ક્યાં છે? ઊભો રહે હું આવું છું." કહેતી કાદમ્બિની ધમધમ કરતી બહાર આવી.

હેમાનું કાળજુ કંપી ઊઠ્યું. લલિતને બોલાવીને કહ્યું -બેટા, જરા ત્યાં જઈને જો તો. રામુ ક્યાંથી આવ્યો?

લલિત દોડતો ગયો અને તરત જ પાછો આવ્યો અને બોલ્યો—બા, પાંચુભાઇએ રામુમામાને ઘોડી બનાવીને કાનપટ્ટી પકડાવી છે અને પીઠ ઉપર બે ઈંટો મૂકી છે; અને કહ્યું છે કે જો ઈંટ પડશે તો વીસ સોટીની સજા થશે.

હેમાંગિનીનું મોઢું ઊતરી ગયું. બોલી–એણે શું ગુનો કર્યો છે?

લલિતે કહ્યું—કાલે બપોરે આહીરો પાસે ઉઘરાણી વસુલ કરવા રામુમામાને મોકલ્યા હતા. ત્યાંથી ત્રણ રૂપિયા વસુલ કરીને નાસી ગયા હતા. આજે બધા ખર્ચ કરીને આવ્યા છે.

હેમાને વિશ્વાસ ન આવ્યો. કહ્યું—કોણ કહે છે કે એણે રૂપિયા વસુલ કર્યા હતા?

"લખમણ આહીર પોતે આવીને કહી ગયો." કહીને લલિત ભણવા ચાલ્યો ગયો. બે ત્રણ કલાક સુધી કંઇ શોરબકોર ન સંભળાયો. દસ વાગે બાઇ થાળી પીરસીને પાસે મૂકી ગઇ. હેમા

મોંમાં કોળિયો નાંખતો જાય છે ત્યાં એના બારણા આગળ શોર સંભળાયો. મોટી વહુની પાછળ પાંચુગોપાળ રામુના કાન પકડીને ઘસડી લાવતો હતો. હેમાના જેઠ પણ સાથે હતા. વિપીનને બોલાવવા પણ દુકાને માણસ મોકલવામાં આવ્યો હતો.

હેમા તરત જ માથે આધું ઓઢીને ઓરડાના એક ખૂણામાં સંકોચાઈને ઊભી રહી. તરત જ એના જેઠે કડવી ઝેર જેવી વાણીમાં બોલવું શરૂ કર્યું–હેમાવહુ! હવે તમારે લીધે તો અમારે આ ઘરમાં રહેવું ભારે થઈ પડ્યું છે. વિપીનને કહો કે અમારા ઘરની કીંમત આપીને એ વેચાતું લઇ લે અને અમે ક્યાંક બીજે ચાલ્યા જઇએ.

હેમા આશ્ચર્યચકિત થઇને ગૂપચૂપ એક તરફ જ ઊભી રહી. એટલે મોટીવહુએ યુદ્ધભાર પોતાને હવાલે લઇ આંખો અને મોઢું મટકાવીને કહેવા માંડ્યું–હેમાવહુ, હું તમારી જેઠાણી છું, એટલે તમે મને કુતરીબિલાડી જ સમજી લીધી, એમ ને? હું તમને હજાર વખત કહી ચૂકી કે લાડ અને પ્રેમનો દંભ કરીને તમે મારા ભાઇનું સત્યાનાશ ન વાળશો. કેમ, હવે એ જ વાત આગળ આવી ને? બહેન! બે દિવસ લાડકોડ કરવા રહેલ છે, પણ હંમેશને માટે એ ભાર લેવો કઠણ છે. તમે કંઇ સદાને માટે તો એવી જવાબદારી લેવાના નથી, એ તો મારે જ ભોગવવાની રહેશે.

હેમા એટલું સમજી ગઇ કે આ બધી કડવી ઉક્તિઓ આક્રમણની શરૂઆત છે. એટલે ધીમા અવાજે કહ્યું–શું થયું?

કાદમ્બિનીએ પાછા ચાળા કરીને કહ્યું–ઠીક થયું. જે થયું તે તમારી કેળવણીને પરિણામે. આ મૂવાએ ઉઘરાણીના રૂપિયા ઉડાવવા માંડ્યા છે. થોડા દિવસ વધારે લાડ કરો એટલે તિજોરી અને પેટીઓ તોડવાનું પણ શરૂ કરે!

હેમા એક તો માંદી હતી અને તેમાં વળી આ બધો કાતીલ અને મિથ્યા આરોપ! એટલે આજે તો એ પણ વિનય ખોઈ બેઠી. આ પહેલાં કયારેય એ જેઠ સમક્ષ બોલી નહોતી, પણ આજે એનાથી ન રહેવાયું. ધીરા સ્વરે એણે કહ્યું—શું મેં એને ચોરી અને લૂટફાટ કરતાં શીખવ્યો છે; બહેન! તમે શું કહેવા માગો છો?

કાદમ્બિનીએ જરાય સંકોચ વિના કહી દીધું—એ તો હું શી રીતે જાણું કે એ તમે શીખવાડયું છે કે નહિ! પહેલાં તો એને આવી ટેવ નહોતી, હવે કેમ આ આદત પડી? તમારે બન્નેને રોજ રોજ કલાકોના કલાકો સાથે બેસીને કરવાની એવી તે કઈ મોટી વાતો છે? અને આટલો બધો માથે ચઢાવી દેવાનું શું કારણ ભાઇ?

કેટલાય દિવસની એકઠી થએલી વિદ્વેષની આગ આ જરાક જેટલી ચિનગારી મળતાં ભભૂકી ઊઠી.

પળ વાર તો એ સાનભાન ભૂલી ગઇ. માણસ માણસને આવો નિષ્ઠુર આઘાત કરી શકે છે અને એનું આવું કાતીલ અપમાન કરી શકે છે એ ધારણા જ એના મગજમાં ન આવી. પરંતુ ક્ષણભર પછી મર્મસ્થાનમાં ઊંડા ઘા પામેલી ઘાયલ સિંહણની જેમ બહાર આવી. જેઠને સામે જોઇને ઘુંઘટ જરા વધારે કર્યો પણ ક્રોધને ન સંભાળી શકી. જેઠાણીથી ધીરા પણ અત્યંત કઠોર સ્વરે કહ્યું—તમે તો એવાં ભંગિયણ જેવાં છો કે તમારી સાથે બોલતાં પણ ઘૃણા આવે. તમે એવી નઠોર સ્ત્રી છો કે આ છોકરાને હજી ભાઇ કહેતાં નથી અચકતાં. માણસ એક જંગલી જનાવરને પાળે છે, તેને પણ પેટ ભરીને અનાજ ખવડાવે છે; અને તમે તો આ અભાગી છોકરા પાસે દરેક જાતના નીચ કામ કરાવો છો, પણ કોઇ દિવસ એને પેટ ભરીને

અનાજ ખાતાં મેં નથી જોયો! હું ન હોત તો ક્યારનો આ છોકરો ભૂખે મરી જાત. એ તો બિચારો માત્ર પેટની આગ હોલવવા મારી પાસે દોડ્યો આવે છે, લાડકોડ પામવા અને નખરાં કરવા નહિ!

મોટી વહુએ કહ્યું—અમે તો જાણે એને ખાવા નહિ આપતાં હોઇએ અને ખાલી મહેનતમજૂરી કરાવતા હોઇશું અને તમે જાણે રોજ સદાવ્રત ખોલીને એને જીવતો રાખ્યો છે?

હેમા—હા, એ જ વાત છે. આજસુધી કોઇ દિવસ તમે એને પેટ ભરીને અનાજ ખાવા નથી આપ્યું, રોજ મારપીટ જ કરી છે અને બન્યું ત્યાંસુધી રોજ સખત કામ જ કરાવ્યું છે. તમારા ડરથી હું આજ સુધી કંઈ બોલતી નહોતી. એટલું જ નહિ પણ મેં એને મારે ઘેર આવવાની પણ હજાર વખત મનાઈ કરી પણ એણે માન્યું જ નહિ. એટલે મૂળ વાત જ એ છે કે એનાથી ભૂખની આગ જ સહન થતી નથી, અને મારે ઘેર એને પેટ ભરીને ખાવાનું મળે છે એટલે જ એ રોજ અહીં દોડતો આવે છે. ચોરી અને લૂંટની સલાહ લેવા નથી આવતો અને એ સલાહ આપવાની કલા તો તમારા જેવી કોઇને આવડતી નથી. પણ તમે બધા એટલા બધા બળેલા અને પરસંતાપી છો કે સત્યને જોઈ શકતા જ નથી.

આનો જવાબ જેઠજીનો આવ્યો. પોતાના નાના ભાઇની વહુની સામે રામુને ઘસડી લાવીને એના ધોતિયાંમાંથી એક પ્રસાદનો પડિયો કાઢીને કહ્યું—હા, અમે તો બળેલા અને પરસંતાપી છીએ.

અમે તો એને સાચી નજરે નથી જોઈ શકતાં. પણ હવે તમે જ એને સાચી દૃષ્ટિએ જોઇ લો. હેમાવહુ, સાચી વાત તો એ છે કે તમારી સંગતથી આ બધા દુર્ગુણો એ શીખ્યો છે..

મારી ઉઘરાણી વસુલ કરીને એ રૂપિયામાંથી તમારે માટે કોઈ દેવીદેવતાની બાધા ચઢાવી આ પ્રસાદ લાવ્યો છે, લ્યો.

નવીને પેલા પડિયામાંથી થોડાંક ફૂલ અને પતાસાં અને એક પેંડો કાઢીને બતાવ્યાં.

કપાળે આંખો ચઢાવીને કાદમ્બિની બોલી—બાપ રે! કેવો સેતાન છે! હવે હેમાવહુ! તમે જ કહો. આ ચોરી કોને ખાતર એણે કરી? આ મારા ભલાને ખાતર ઉઘરાણી ખર્ચી કરી નાંખી, નહિ?

અધર્મના આશ્રયથી મર્મભેદી મિથ્યા આરોપ હવે હેમાથી સહન ન થયો. તરત જ એણે રામુના ગાલમાં બે થપાટો ચોઢી કાઢી કહ્યું—હરામખોર! મેં તને ચોરી કરતાં શીખવાડ્યું? મેં તને સેંકડો વાર મારા ઘરમાંથી ધૂત્કારીને કાઢી મૂકયો, પણ મને હવે ખબર પડી કે તું ચોરી કરવાના ઇરાદાથી જ વારંવાર છાનામાનો આવતો હતો.

આ બોલાબોલી ચાલતી હતી તે દરમ્યાન ઘરના બધાં માણસો એકત્ર થઇ ગયાં હતાં. શિવુએ કહ્યું—બા, પરમ દિવસે રાત્રે આ રામુડો તમારા ઓરડામાં અંધારામાં ઊભો હતો. મને જોતાં જ નાસી ગયો. હું ન આવત તો જરૂર એ તમારા ઓરડામાંથી કંઇક ચોરી જાત.

પાંચુ બોલ્યો—એ જાણે છે ને કે કાકીની તબીયત સારી નથી. સમીસાંજમાં તો સૂઇ જાય છે. એ કાંઇ ઓછો સેતાન છે?

હેમાને સાસરે આવે સોળ વરસ થયાં હતાં પણ કાદમ્બિની જેટલી ખુશી આજે થઈ એટલી કયારેય થઇ નહોતી. એ બેહદ ખુશી થઇને બોલી—હેમાવહુ, એ તો હરામખોરનો હરામખોર છે! મને શી રીતે ખબર પડે કે તમે એને તમારે ઘેર આવવાની મનાઇ કરી છે. બહાર તો એ કહેતો ફરે છે કે: “હેમાબહેન

મને માતા જેટલો પ્યાર કરે છે." પેલો પડિયો નીચે ફેંકીને બોલી—ત્રણ રૂપિયા ચોરીને આ બે ચાર ફૂલ કંઇકથી ઉઠાવી લાવ્યો છે. હરામખોર, ચોટ્ટો !

હવે રામુને ઘેર ઘસડી જઇને નવીને સજા કરવા માંડી. ખૂબ નિર્દય રીતે માર માર્યો.

રામુએ પણ કમાલ સહનશીલતા દેખાડી. ચુપચુપ માર ખાતો હતો. જરાય રડતો નહોતો કે મોઢામાંથી એક પણ શબ્દ કાઢતો નહોતો. જેમ ભારથી લદાયલા ગાડામાં જોડાયલા બળદ કાદવમાં ફસાઇ પડવાને લીધે ફટાફટ ચાબકા ખાય છે તેમ રામુ બોલ્યાચાલ્યા વિના માર ખાતો હતો, એટલે સુધી કે કાદમ્બિનીને પણ સ્વીકારવું પડ્યું કે માર ખાવો આને કહે છે. પણ એ તો એકલો ભગવાન જ જાણે કે રામુને અહીં આવતાં પહેલાં કોઇએ આંગળી પણ અડકાડી હતી કે નહિ ? કારણ કે એ બિચારો બાળક કોઇના લેવાદેવામાં હતો જ નહિ.

હેમાંગિની બધી બારીઓ બંધ કરીને લાકડાની પૂતળીની જેમ એક પાટલા પર બેઠી હતી. ઉમા મારનું દશ્ય જોવા ગઈ હતી. એણે ઘેર આવીને કહ્યું—બા, કાકી કહે છે કે રામુમામા મોટા થશે ને ત્યારે ડાકુ થશે. એમના ગામમાં એક દેવ છે—

માતાના આંસુભર્યાં કંઠમાંથી " ઉમા " નો ઉચ્ચાર સાંભળીને ઉમા ચોંકી ઊઠી. એણે પાસે જઇને ડરતાં ડરતાં પૂછ્યું—કેમ બા ?

" શું હજી સુધી બધા મળીને એને માર જ માર્યા કરે છે ?"

આટલું બોલીને હેમાએ ખાટલા પર પડીને રડવા માંડ્યું. માને રડતી જોઇને ઉમાએ પણ રડવા માંડ્યું. પછી માતાની પાસે બેસીને પોતાની ઓઢણીના છેડાથી એનાં આંસુ લૂછતાં લૂછતાં કહ્યું—પેલા પુરૂષોત્તમની બા રામુમામાને બહાર લઇ ગઇ છે.

હેમા કંઈ ન બોલી. ત્યાં ને ત્યાં જ જેમની તેમ પડી રહી. બે ત્રણ વાગે એકદમ ટાઢ વાઈને તાવ ચઢી આવ્યો. તાવ રોજની જેમ સાધારણ નહોતો. આજ એ ડોકટરે કહેલી ચીજો ખાવાની તૈયારી કરતી હતી પણ એ બધી ચીજો એમની એમ પડી હતી.

સમીસાંજે વિપીન ઘેર આવ્યો. મોટે ઘેરથી ભાભીની પાસેથી બધું પુરાણ સાંભળીને ક્રોધના આવેશમાં હેમાના ઓરડામાં પેસવા જતો હતો ત્યાં જ ઉમાએ આવીને કહ્યું—બાપુ, આ તો તાવમાં બેભાન થઈને પડી છે.

વિપીન સાંભળીને જરા ચોંકી ઊઠ્યો. બોલ્યો—શું કહ્યું ? આજે ત્રણ દિવસથી તો તાવનું નામ પણ નહોતું, આજે ક્યાંથી અકસ્માત આવ્યો ?

વિપીન મનમાં તો પત્નીને ખૂબ ચહાતો હતો. પત્નીને ખાતર જ ભાઈ જેવા ભાઈને છોડીને એ આજે પાંચ વરસથી જુદો રહ્યો હતો. એણે હેમાના ઓરડામાં પેસતાં જ જોયું કે હેમા જમીન પર પડી પડી આકુળતાથી આળોટી રહી છે. વિપીને ગભરાઈને પલંગ પર સુવાડવા ખાતર શરીરને હાથ લગાવ્યો, એટલે હેમાએ આંખો ખોલીને સ્વામી પર દષ્ટિ નાંખી. થોડી વાર તાકીને પછી તરત જ પતિના પગ પકડીને રડી પડી. રડતી રડતી બોલી—જુઓ, તમે રામુને આપણે ત્યાં આશ્રય નહિ આપો તો મારે માટે બીજી સો દવાઓ પણ કામ નહિ લાગે. રામુનું દુ:ખ દૂર કર્યાં વિના દુર્ગામાતા મારા અપરાધ ક્ષમા કરવાની જ નથી.

વિપીને પગ છોડાવ્યા અને પાસે બેસીને હેમાના માથા પર હાથ ફેરવતાં દિલાસો આપ્યો. હેમાએ ફરીથી કહ્યું—બોલો, રામુને આપણે ઘેર લાવશો ને ?

વિપીને અશ્રુભરી આંખો હાથ વડે જ લૂછીને કહ્યું—તું જે માગીશ તે આપીશ પણ તું જલદી સારી થઈ જા.

હેમા જરાય આગળ બોલ્યા વિના તરત જ ઊઠીને પલંગ પર સૂઈ ગઈ. રાત્રે જ તાવ ઉતરી ગયો. બીજે દિવસે સવારે વિપીન હેમાને જોઈને ખુશ થયો. નાસ્તોપાણી કરીને દુકાને જવા તૈયાર થયો ત્યાં હેમાએ આવીને પૂછ્યું—ગઈ કાલે પશુની જેમ માર મારવાથી આજે રામુને બેહદ તાવ આવ્યો છે. હું હમણાં જ એને આપણે ઘેર લઈ આવું છું, તમે હા કહો.

વિપીન મનમાં જરા ખીજવાઈને બોલ્યો—એને અહીં લાવવાની શી જરૂર છે? જ્યાં છે ત્યાં જ રહેવા દે ને?

હેમા જરા નવાઈ પામીને બોલી—કાલે રાત્રે તો તમે મને વચન આપ્યું છે કે તમે એને આપણે ત્યાં આશરો આપશો.

વિપીને અનાદર અને અવહેલના બતાવીને માથું હલાવતાં કહ્યું—એ તારો કયો સગો છે તે એને ઘરમાં લાવીને પાળીએ! તું નકામી એ બેકારનો બખેડો ઊભો કરે છે.

ગઈ કાલે રાત્રે પત્નીની નાજુક હાલતમાં જે વાતનો સ્વીકાર કર્યો હતો તેનો જ સવારે હેમાની સારી તબિયત જોઈને અસ્વીકાર કરતાં વિપીનને સંકોચ ન થયો. બગલમાં છત્રી દબાવીને ઊભો થતાં બોલ્યો—જો, ગાંડી ન થા, ભાઈ વગેરે બધા ખૂબ નારાજ થશે.

હેમાએ ઉત્તરમાં શાંત પરંતુ દઢ સ્વરે કહ્યું—ભાઈ અને ભાભી નારાજ થઈને શું એનું ખૂન પણ કરશે એમ? અને હું જો એને લઈ આવું તો મને કોણ રોકવાનું છે? આજ સુધી મારે પેટ બે જ છોકરાં હતાં, કાલથી ત્રણ થયાં! હું રામુની મા છું. સમજ્યા?

"ઠીક છે જોઈ લેવાશે." કહીને વિપીન જવા લાગ્યો.

હેમા સામે આવીને રસ્તો રોકીને ઊભી રહી અને બોલી-બોલો, આ ઘરમાં આવવા દેશો કે નહિ ?

"હટ હટ. નકામી શું ગાંડપણ દેખાડે છે !" કહેતો વિપીન હેમા તરફ ક્રોધભરી દષ્ટિ ફેંકીને ચાલતો થયો.

હેમાએ બૂમ પાડી-શિવુ, ગાડી જોડ, હું મારે પિયર જાઉં છું.

વિપીને પણ સાંભળ્યું અને મનમાં હસીને બોલ્યો-ઓ-ત્તારી ! મને ધમકી આપે છે ?

એ નિરાંતે દુકાને ચાલતો થયો.

રામુ દેવીના મંદિરના ઓટલા ઉપર તાવના દર્દથી અને હૃદયની વ્યથાથી બેહોશ પડયો હતો. હેમાએ આવીને બૂમ પાડી-રામુ !

રામુએ તરત જ બેઠા થઈને જવાબ વાળ્યો-હેમાબ્હેન.

તરત જ એના ચ્હેરા ઉપર આશ્વાસનનું સ્મિત ફરકયું. જાણે એને કોઇ બિમારી જ નથી. ચટાઈ પરથી દૂર હઠીને કહ્યું-બેસો.

હેમાએ એનો હાથ પકડીને છાતી પાસે લાવીને કહ્યું-મારે બેસવું નથી, ભાઇ ! ચાલ, આજે તારે મને મૂકવા મારે પિયેર આવવાનું છે.

"ચાલો" કહીને રામુએ તૂટેલી ચટાઇ હાથમાં લીધી અને ફાટેલો રૂમાલ ખભે નાંખ્યો.

હેમાને બારણે બળદગાડી ઊભી હતી. એમાં હેમા રામુ સાથે બેસી ગઇ. ગાડી જ્યારે ગામ બહાર નીકળી ગઇ ત્યારે પાછળથી કોઇનો જોરથી અવાજ આવવાથી ગાડીવાને ગાડી રોકી. વિપીન દોડતો આવતો હતો. એણે હાંફતા હાંફતા આવીને પૂછયું-કયાં જાય છે, હેમા ?

હેમાએ રામુ તરફ આંગળી બતાવીને કહ્યું—આને ગામ.

"ક્યારે પાછી આવીશ?"

હેમાએ ગંભીર અને દૃઢ સ્વરે કહ્યું—ભગવાન જ્યારે લાવશે ત્યારે!

"એટલે?"

હેમાએ ફરીથી રામુને દેખાડીને કહ્યું—રામુને કોઇનો આશરો મળ્યો તો ઠીક, નહિ તો મારે એની માતા થઇને જીંદગી સુધી રહેવું પડશે.

વિપીનને યાદ આવ્યું કે તે દિવસે પણ એના ચહેરાનો ભાવ આવો જ હતો, જ્યારે મોતી લુહારના નિરાધાર ભાણેજને ખાતર એ બધાની સામે થઈ ગઇ હતી. એને યાદ આવ્યું કે આ સ્ત્રી વિચિત્ર છે! એને આંખો કાઢીને જીતી શકાય એમ નથી.

વિપીને નમ્ર અવાજે કહ્યું—માફ કર, હેમા! પાછી ઘેર ચાલ.

હેમાએ હાથ જોડીને કહ્યું—તમે જ મને માફ કરો. હું તો મારો નિશ્ચય પૂરો કર્યા વિના પાછી નથી ફરવાની.

વિપીન થોડી વાર સ્ત્રીની શાંત અને દૃઢ મુખમુદ્રા ભણી ચુપચુપ તાકી રહ્યો. અને એકાએક રામુનો હાથ પકડીને બોલ્યો—રામુ, ભાઇ! તું તારી હેમાબહેનને પાછી ઘેર લઇ ચાલ. આજથી હું સોગન ખાઉં છું કે તમને ભાઈબહેનને મારી હયાતી સુધી કોઈ પણ જુદાં નહિ પાડી શકે.

## સમાપ્ત

ગુજરાતનાં જાણીતાં લોકપ્રિય લેખક

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ

નાં

છેલ્લાં બે નવાં પુસ્તકો

મારું જીવન અને કાર્યક્ષેત્ર



નાના ફડનવીસ

તમે વાંચ્યાં ?